# ઘરમાં મોન્ટીસોરી

---

તા રા બે ન



આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ

દશ આના જાન્યુઆરિ '૪૧

# અનુક્રમ

# આમુખ

મારી દીકરી એ અઢી વરસની થઈ એટલામાં તો તેનાં શિક્ષણ, નિયમન, પ્રવૃત્તિ–અપ્રવૃત્તિ વગેરે સંબંધે કેટલાયે પ્રશ્નો મારી સામે ખડા થયા; મેં પુસ્તકો વાંચ્યાં, માસિકો જોયાં, મિત્રોની સાથે વાતચીત કરી પણ ક્યાંયથી સંતોષકારક ઉત્તર મળ્યો નહિ. મારા સામાન્ય માનસશાસ્ત્રના પરિચયને લીધે જ મને મુશ્કેલીઓ વધારે દેખાયા કરતી હતી. બાળક ખાય છે, પીએ છે, નાચે છે, દોડે છે એટલે બધું સારું ચાલે છે એમ હું તો માની શકતી ન હતી; પરંતુ મુશ્કેલીના ઉકેલનો રસ્તો જડતો ન હતો ને માત્ર મૂંઝવણ જ અનુભવતી હતી.

આવી સ્થિતિમાં ડૉ. મોન્ટીસોરીનું સાહિત્ય મારા હાથમાં આવ્યું. મને થયું કે જાણે મારા ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતર્યા. એકાએક મારી ઘણી મૂંઝવણો દૂર થઈ. ઘણીઓનો ઉકેલ કેમ થાય તેનો જાતે વિચાર કરવાની દૃષ્ટિ પણ મળી. છતાં મારી દીકરીના સીધા શિક્ષણનો પ્રશ્ન તો ઊભો જ રહ્યો. એટલું જ નહિ, પણ તે ઊલટો

બમણો ગૂંચવાયો. તે પ્રશ્ન કેમ ઉકેલાયો એ વાત કોઈ બીજે પ્રસંગે. પણ એટલું તો સ્પષ્ટ જ કહું કે મોન્ટીસોરી પદ્ધતિએ મને નવી માતા બનાવી.

આમ મોન્ટીસોરી પદ્ધતિનો મારો પ્રથમ અભ્યાસ માબાપની દૃષ્ટિએ થયેલો: બાળઉછેરમાં ઘરમાં પડતી મુશ્કેલીના ઉકેલની શોધમાં થયેલો. ભાવનગર આવીને તે પદ્ધતિનો ઊંડો અભ્યાસ કરતી વખતે તેમ જ ત્યાંની મોન્ટીસોરી શાળામાં કામ કરતી વખતે પણ કોણ જાણે કેમ મારા સામે આ ઘરની દૃષ્ટિ હમેશાં રહ્યા જ કરી છે. તેથી જ આ મોન્ટીસોરી પદ્ધતિના મારા અભ્યાસ અને અનુભવમાંથી એક માતા તરીકે મને જે લાભ થયો, તે અન્ય સઘળાં માતાપિતાઓ આગળ મૂકવા હું પ્રેરાઈ છું.

બેશક, આ પુસ્તકના વાચનથી બાળકના સમગ્ર શિક્ષણ પરત્વે સમાધાન થવાનું નથી જ. કારણ કે ભલે આપણે ઘરમાં બાલમાનસના વિકાસને આડે ન આવવાની સંભાળ લઈએ, તેના વિકાસને પોષક વાતાવરણ આપવાનો પ્રયત્ન કરીએ, પણ તેથી મોન્ટીસોરી શાળાની ગરજ સરે છે એવું નથી. ઊલટું એ વિષયમાં આપણે જેમ જેમ વધારે ઊંડાં ઊતરીએ છીએ તેમ તેમ મોન્ટી-સોરી શાળાની અનિવાર્યતા આપણને દેખાય જ

છે. મેં પોતે તો ઘરમાં મોન્ટીસોરીનાં સાધનો રાખીને મારી દીકરી માટે મોન્ટીસોરી વર્ગ ચલાવવાનો પણ પ્રયત્ન કરી જોયો છે. મારો અનુભવ એવો આવ્યો છે કે ઘરમાં 'મોન્ટીસોરી શાળા' ન ચાલે; પણ ઘરમાં આપણે મોન્ટીસોરી પદ્ધતિના પ્રકાશમાં ચાલી શકીએ. ઘરમાં તેના કેટલાએક વ્યવહારો સારી રીતે અમલમાં ઉતારી શકીએ. કેટલાંએક સામાન્ય તત્ત્વો ધ્યાનમાં રાખીએ તો ઘડીએ ને પહોરે બાલવિકાસને આપણે હાથે જે હરકત પહોંચે છે તે અટકાવી શકીએ. આજે પાંચ વર્ષ સુધી મોન્ટીસોરી શાળામાં કામ કર્યા પછી, અને ઘરમાં બાળકને તેના પ્રકાશમાં ઉછેરવાનો પ્રયત્ન કર્યા પછી, મારો એક મત ચોક્કસપણે બંધાયો છે કે ઘરમાં તો આટલું જ બને; બાકીનું શાળા વિના રહી જાય. ઘર અને શાળાની વચ્ચેની સૂક્ષ્મ છતાં ચોક્કસ મર્યાદા મારી આંખ આગળ સ્પષ્ટ થાય છે. આ મર્યાદા આપણે જાણવી જોઈએ. માટે જ આ 'ઘરમાં મોન્ટીસોરી'ને કોઈએ 'ઘરમાં મોન્ટીસોરી શાળા' તરીકે ન સમજવી. વળી શાળાની અવેજીમાં દાખલ કરવાની વસ્તુ તરીકે હું આને મૂકતી નથી, પરંતુ મોન્ટીસોરી શાળા હોય તો તેની પૂર્તિ અથવા સહકાર તરીકે આ છે. અને શાળા ન હોય ત્યાં, સામાન્ય

શાળાથી બાળકને કાંઈક ઓછું નુકસાન થાય એટલું માબાપો ઘરમાં કરી શકે, તેવી મદદ આ પુસ્તક આપશે એમ હું માનું છું. આ ઉદ્દેશથી જ આ પુસ્તક લખાયું છે. હું ધારું છું કે આ વાંચીને માબાપોને ઘરમાં બાળક સાથે વર્તવાની બાબતમાં થોડુંએક માર્ગદર્શન તો થશે. પણ આ વાંચીને જો માબાપોને એ વિષય પરત્વે વધારે જાણી લેવાનું, જોઈ લેવાનું ને અભ્યાસ કરવાનું મન થશે તો આ પુસ્તક લખ્યાનું ખરું સાર્થક ગણાશે.

મોન્ટીસોરી પદ્ધતિની ત્રણ વિશેષતાઓ છેઃ એક સ્વાતંત્ર્યનો સિદ્ધાંત, બીજું સ્વયંસ્ફૂર્તિજન્ય પ્રવૃત્તિ અને ત્રીજું ઇન્દ્રિયકેળવણી માટેનાં પ્રબોધક સાધનો.

સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિનો ખરેખરો ઊંડો ખ્યાલ, તેને લગતા વિધિનિષેધો, તેને લગતા વ્યક્તિગત અટપટા પ્રશ્નો, વગેરેમાં સામાન્ય માબાપોએ બહુ ઊંડા ઊતરવાની જરૂર નથી. જરૂર હોય તો પણ તે ખ્યાલ લેવા માટે જે અભ્યાસ અને અનુભવની અપેક્ષા રહે છે, તે માટે બધાં માબાપો વખત ન જ આપી શકે. ધારો કે ફરજિયાતપણે વખત અપાવવાનું આપણા હાથમાં હોય તો પણ પદ્ધતિનો તાત્ત્વિક અને વ્યાવહારિક ભાગ બધી રી શીખી લેવાની બધાં માબાપો તાકાત ધરાવે

જ એમ પણ નથી. જેમ આપણને શરીર છે છતાં આપણે બધાં પાંચ પાંચ વર્ષ સુધી અભ્યાસ કરી દાક્તરો બનતાં નથી (ને સામાન્યતઃ બનવાની જરૂર પણ નથી) પણ માત્ર બધાં શરીરીઓએ શરીરને લગતા આરોગ્યના સામાન્ય નિયમો જાણવાની જરૂર છે, જેમ બાળકોને ઉછેરવામાં શરીરની સામાન્ય સંભાળ લેવાની આવડતની જ જરૂર છે, તેમ જ બાળકોના શિક્ષણની બાબતમાં પણ શિક્ષણના મૂળભૂત એવા સામાન્ય સિદ્ધાંતો જ જાણવાની દરેક માબાપની ફરજ છે.

વળી આપણે ચોપડીઓ વાંચીને જો વાઢકાપનાં સાધનો ઘેર વસાવીએ તો કામ ન જ આવે. સાધનોના ઉપયોગની આવડત તથા તેના દુરુપયોગ વગેરે પરત્વેનો ઉપયોગ પાકો ખ્યાલ ન હોય તો સાધનો શા કામનાં ? વળી મોટો હોશિયાર સર્જન હોય તોપણ તે જ્યાં ત્યાં સાધનો વસાવી સાધનો વાપરી શકતો જ નથી; તેને માટે જ ખાસ ફિટ-અપ કરીને ગોઠવેલા ઓપરેશન રૂમમાં જ તેનો વપરાશ લાભાર્થે થઈ શકે છે. મોન્ટીસોરી પ્રબોધક સાધનોની વાત પણ કાંઈક એવી જ છે. આ પદ્ધતિ સાચેસાચ શાસ્ત્રીય છે, અને કોઈ પણ વિજ્ઞાનની પ્રયોગશાળા જેટલું જ મોન્ટીસોરી શાળામાં મહત્ત્વ છે. ઘરમાં સાધનો વસાવી દીધાં

એટલે મોન્ટીસોરી શાળા થઈ જતી નથી. આ પદ્ધતિના ઓછામાં ઓછા બેએક વર્ષના અભ્યાસ પછી જ સાધનોના ઉપયોગ–દુરુપયોગનો ખ્યાલ આવે છે; અને ખ્યાલ આવ્યા પછી પણ રીતસરની શાળા વસાવ્યા વગર તે બહુ કામનાં નથી. માટે માબાપોએ સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના ખ્યાલો ધીરે ધીરે કેળવતા જવા અને ઈંદ્રિય-કેળવણી અને પ્રબોધક સાહિત્યના તાત્ત્વિક વિચારમાં ઊંડા ન ઊતરતાં ઘરમાં બાળકને કેમ સ્વતંત્રતા મળે અને ઈંદ્રિયોને વપરાશ કેમ મળે તે સમજી લેવું. તે બાબતમાં માર્ગદર્શક વિચારો હવે પછી આપવામાં આવ્યા છે, જે સામાન્ય માબાપો માટે પગથિયારૂપ થશે.

આથી જ ‘ ઘરમાં મોન્ટીસોરી ’માં મોન્ટીસોરી પદ્ધતિની ઘરમાં ઉતારવા જેવી સામાન્ય વાતો સાધારણ લોકો ( lay-men ) સમજી શકે એવી રીતે લખવાનો પ્રયત્ન છે. ઘરમાં માતા તરીકે જેટલું મને પોતાને કરવા જેવું લાગ્યું ને કરી જોયું તેનો સમાવેશ આમાં કર્યો છે; તેમ જ મોન્ટીસોરી શાળાની શિક્ષિકા તરીકે શાળાનાં બાળકો પરત્વે જેટલું તેમનાં માબાપોએ કરવું જોઈએ એમ મને લાગ્યું છે, તેનો પણ આમાં સમાવેશ કર્યો છે.

આ પુસ્તકનો પ્રદેશ શિક્ષણનો હોવાથી બાળકોનું સામાન્ય આરોગ્ય, તેમની સ્વચ્છતા, કપડાં, ખોરાક, ઊંઘ વગેરે બાબતોને અહીં સ્થાન ન જ હોય. છતાં બાળકો બાલમંદિરમાં આવતાંવેં જે કામ અમારે કરવું પડે છે તેનો અહીં ઉલ્લેખ કર્યા વગર રહેવાતું નથી. બાળક બાલમંદિરમાં આવે કે તેના નખ તપાસીએ છીએ. મોટે ભાગે તે મોટા અને મેલ ભરાયેલા દેખાય છે. પછી આંખ જોઈએ છીએ. કોઈ કોઈને ચીપડા કાઢવાનું બતાવવું પડે છે. પછી નાક તપાસીએ છીએ. ઘણાઓનાં નાકમાં ગૂંગા હોય છે; અમે અરીસા પાસે લઈ જઈને તેમનું નાક સાફ કરાવીએ છીએ. પછી કાન તપાસીએ છીએ. મેલ ઘણાઓના કાનમાં દેખાય છે; કોઈ કોઈના કાન તો વહેતા પણ હોય છે. પછી દાંત તપાસીએ છીએ. કેટલાએકના દાંત છેક સડી ગયેલા દેખાય છે. આ બધી તપાસ ખરી રીતે માબાપોએ ઘરમાં જ કરવાની છે, અને યોગ્ય જણાય ત્યાં દાક્તરની સલાહ લેવાની છે. પણ આજે આ બધું શાળામાં કરવું પડે છે. 'ઘરમાં મોન્ટીસોરી' ચલાવતા પહેલાં જ માબાપો આવું બધું તો કરી જ લે એવી ભલામણ છે. સાથે સાથે પેશાબ કરવા ક્યાં જવું તે, તથા તેની સ્વચ્છતાનો

પાઠ પણ અમારે આપવો પડે છે. આપણે ત્યાં ઘરમાંથી નીકળીએ કે ફળિયામાં કે રસ્તા ઉપર વગેરે ગમે ત્યાં પેશાબ થઈ શકે એવું શિક્ષણ સામાન્યતઃ હોય છે. તે જંગલી સંસ્કારો કાઢી નાખી નવી યોગ્ય રીતભાત પાડવાની મહેનત કરવી પડે છે. બાળકોનાં નાકકાનની તપાસ પછી કપડાંની અને ખાસ કરીને બધાંની પાસે રૂમાલ છે કે નહિ તેની તપાસ કરવી પડે છે. જ્યાં ત્યાં હાથનાક લૂછવાં, મોટે ભાગે શેડા કાઢીને પહેરણની બાંયથી, ઘાઘરીથી કે થાંભલે લૂછી નાખવા, અને જ્યાં ત્યાં થૂકવું એ આપણી ખાસ ગંદી ટેવો છે. તે તરફ ધ્યાન ખેંચવાનું કામ પણ કરવું પડે છે. પછી કપડાંની તપાસ આવે છે. રોજ ધોયેલાં સાફ કપડાં પહેરવાનું થોડાં જ માબાપો સમજતાં લાગે છે. "સાફ કપડાં પહેરી આવો." એમ કહીએ તો બાળકો નવાં ને ઊંચી જાતનાં પહેરી લાવે છે, ને "નવાંની જરૂર નથી." એમ કહીએ તો હમેશનાં બેપાંચ દિવસે ધોવાયેલાં ગંદાં પહેરે છે. કાં તો તેઓ અંદર ગંદાં અને બહાર ચોખ્ખાં પહેરીને આવે એવું પણ બને છે. એ બધી વાતો પણ સામાન્ય આરોગ્યની છે, ને એ સિદ્ધ કર્યા વગર શિક્ષણ નકામું છે. તેથી જેમ અમે પહેલાં આ બધી તપાસ કર્યા પછી જ

દટ્ટાની પેટી કે બીજું શિક્ષણનું સાધન હાથમાં લઇએ છીએ, તેમ જ માબાપોએ પણ આ બધું તો પહેલાં જ કરવાનું છે; પછી જ માબાપોએ ઘરમાં મોન્ટીસોરીને પધરાવવાની છે.

ધાર્યા પ્રમાણે આ પુસ્તક માબાપોને સાચે-સાચ ઉપયોગી થાય છે કે કેમ એ તો એ પુસ્તક માબાપો વાંચે અને ઘરમાં અમલ કરી જુએ ત્યારે જ ખબર પડે. આમાં કોઈ રહી ગયેલી બાબતોની પણ ત્યારે જ ખબર પડશે. અત્યારે તો આ પુસ્તક લોકવાચનના એક પ્રયાસ રૂપે જ તૈયાર થઈને પ્રગટ થાય છે.

આશા છે કે માબાપો એને સહાનુભૂતિથી વધાવી લેશે.



# સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિ

'મોન્ટીસોરી' શબ્દને ઉચ્ચારતાં જ જો કોઈ પણ પ્રકારનો વિચાર જાગ્રત થતો હોય તો તે 'સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિ'નો છે.

બાઈ મેરીઆ મોન્ટીસોરી પોતે બ્રહ્મચારિણી છે, ને તેથી તે એક પણ બાળકની જાતે માતા નથી; છતાં તેનામાં બાળક પ્રત્યે વધારેમાં વધારે કોમળ લાગણી જન્મી, ને તેણે જ બાલપ્રેમની વધારેમાં વધારે સાચી કલ્પના જગત આગળ મૂકી. બાલ-સન્માન–બાળકને એક વ્યક્તિ તરીકે સન્માનવાનો પેગામ તેણે જ ફેલાવ્યો. 'બાળકનું સ્વાતંત્ર્ય' એવો વિચિત્ર લાગતો શબ્દપ્રયોગ તેણે જ પ્રથમ યોજ્યો, અને પોતાની શાળામાં તેનો અમલ કર્યો.

અત્યાર સુધી તો એમ જ મનાતું કે બાળક નાનું છે. તેની સમજણ કાચી છે, તે સ્વતંત્ર ન જ હોઈ શકે; બાળક તો આજ્ઞાંકિત જ હોય. ડો. મોન્ટીસોરીએ સિદ્ધ કરી બતાવ્યું છે કે સ્વતંત્ર વ્યક્તિના જે બધા નિયમો મોટા માણસને લાગુ પડે છે, તે જ નિયમો બાળકને માટે પણ સાચા છે. બાળક આજ્ઞાંકિત હોય પણ તે બહારના દબાણથી–

બહારની બીકથી નહિ, પરંતુ અંદરની સ્વતંત્ર સ્ફૂરણાથી: પોતાની જાત ઉપર કાબૂ મેળવ્યો હોય તેથી. પોતાની સ્વેચ્છાથી જ બાળક અનિયંત્રિત, અવ્યવસ્થિત, ઉચ્છૃંખલ સ્થિતિમાંથી પોતાના જ પ્રયત્નો વડે નિયમનાધીન, વ્યવસ્થિત અને સ્વાધીન બને તે જ જરૂરનું છે. પરાણે રાખેલી વ્યવસ્થા અને નિયમન બાળકને સાચું નિયમન આપતાં જ નથી; ને તેથી જ દબાણ દૂર થતાંવેંત બાળક અવ્યવસ્થિત અને નિયમનહીન દેખાય છે: વગેરે બાબતો ડો. મોન્ટીસોરીએ માત્ર ચર્ચાથી કે શબ્દોથી નહિ પણ ક્રિયાથી કરી બતાવી છે.

આપણે અહીં તેની ઝીણી ચર્ચામાં ન ઊતરીએ. આપણે એટલું જ ધ્યાનમાં રાખીએ કે ઘરમાં બાળકોની સાથે કામ પાડતાં ડગલે ને પગલે તેમના સ્વાતંત્ર્યનો પ્રશ્ન આપણી સામે આવવાનો છે. આપણે ધ્યાન રાખીએ કે બાળકની કોઈ પણ સદ્પ્રવૃત્તિ વિકાસપોષક હોવાથી તેમાંથી તેને અટકાવવું નહિ; તેને તે સ્વતંત્રતાથી કરવા જ દઈએ. પ્રવૃત્તિ કદાચ જો બીજાની આડે આવતી હોય તો તેને જુદાં સ્થળ ને વખત ગોઠવી આપીએ, પણ પ્રવૃત્તિને રોકીએ નહિ જ.

વળી બીજી વિચારવાની વાત આપણી 'હા' 'ના'ની છે. આપણી હા અને નામાં તેનું સ્વાતંત્ર્ય

અને પારતંત્ર્ય છે. એક ના કહી આપણે બાળકને ગુલામ બનાવી દઈએ છીએ, એક હા કહી તેને ઊડવાની પાંખો આપી શકીએ છીએ! એક જ સામાન્ય નિયમ ધ્યાનમાં રાખીએ કે જો બનતાં સુધી 'હા' પાડી શકતાં હોઇએ તો 'ના' ન જ પાડવી. મને એક બાઈ કહેતાં હતાં કે સામાન્યતઃ લોકોને એવી જ ટેવ હોય છે કે પહેલવહેલાં ના જ પાડવી. છતાં બાળક જો હઠ કરે તો પછી લે ત્યારે કહીને હા પાડવી. બાળક પૂછે કે 'ફરવા જઉં?' તો કહેવું 'ના.' ને પછી બહુ રડેકકળે તો 'જા ત્યારે.' એમ કહેવું, એ રીત નબળા જુલમગારની છે; સ્વતંત્રતાઉપાસક સત્તાધારીની નથી. બનતાં સુધી 'હા જ પાડવી છે' એવો નિયમ રાખીએ તો ક્યારે 'ના' પાડવી તેનો વિવેક સહેજે આપણામાં આવી જશે, અને બાળકના સ્વાતંત્ર્યની મર્યાદા નિશ્ચિત થશે.

બાળકને સ્વતંત્રતા આપવી તે વ્યક્તિગત વિકાશ માટે, તેને જાતે સ્વાધીન થવા માટે; પણ જો બીજાને તે હરકતરૂપ થતું હોય (જેમકે કોઇને મારતું હોય, કોઈની વસ્તુ લઈ લેતું હોય વગેરે) તો તેને તરત અટકાવવું. અહીં તે સ્વતંત્ર નથી જ. સ્વતંત્ર એટલે પોતાનું તંત્ર જેને છે તે સ્વને જે અધીન રહી પોતાનું તંત્ર ચલાવે છે તે

સ્વને માન આપી બીજાને જે માન આપે છે તે.

વળી બાળકનું સ્વાતંત્ર્ય એટલે તેને હરવા-ફરવાની છૂટ, ક્રિયા કરી પોતાના સ્નાયુઓ ઉપર કાબૂ મેળવવાની છૂટ, પુનરાવર્તન કરી કરી આવડત વધારવાની છૂટ. આપણી જગા જો નાની હોય તો બાળકને હરવાફરવાની છૂટ હોતી નથી. વિશેષતઃ બાળકને હરવાફરવાની છૂટ ખાસ જરૂરની છે; તેથી તેને અમુક વખત તો છૂટી જગામાં લઈ જવાનું આપણું કામ થઈ પડે છે.

બાળક ચાલતું હોય, ચડતું હોય, કૂદકા મારતું હોય, વસ્તુઓ એક જગાએથી બીજી જગાએ લઈ જતું હોય, તો તે બધી ક્રિયા પોતાની મેળે અને પોતાની ગતિએ કરવાની તેને પૂરેપૂરી છૂટ રાખવી; આપણે વચ્ચે પડવું નહિ, તેમ જ આડે પણ આવવું નહિ. વચ્ચે વચ્ચે તેની ભૂલ કાઢીએ કે દિશાસૂચન કરીએ તો ક્રિયા ઉપર કાબૂ મેળવવામાં બાળકને તે વિઘાતક જ થઈ પડે છે. બાળક એકની એક ક્રિયા ઘણી વાર ફરી ફરીથી કરે છે, એટલે ઘણી વાર આપણે તેને અટકાવીએ છીએ. તે પણ તેની આડે આવ્યું જ ગણાય.

સામાન્યતઃ આમ શું કરે છે ને તેમ શું કરે છે, અથવા આમ કર ને તેમ કર, એમ જે વારંવાર કહેવાની આપણને ટેવ હોય છે તે પહેલી

તકે સુધારીને બાળક કાંઈ પણ કરતું હોય તો તેમાં તેનો કાંઈ પણ હેતુ છે કે કેમ, તે શું સિદ્ધ કરવા મથે છે, તેમાંથી તે કોઈ સ્નાયુગત ક્રિયા શીખવાનો પ્રયત્ન કરે છે કે કેમ, વગેરે જોતા રહેવું. આપણી ઉતાવળને લીધે કે આપણા અવલોકનને અભાવે આપણે બાળકોની ઘણી પ્રવૃત્તિઓને ક્રૂરતાથી એક ઝપાટે દબાવી દઈએ છીએ, તે બાબતમાં પૂરતું ધ્યાન રાખવાની જરૂર છે.

મતલબ કે સ્વાતંત્ર્ય એ મનુષ્યજીવનનો પ્રાણ છે ને બાલવિકાસનો એ આત્મા છે. બાળકને જાતે જ સ્વતંત્ર કરવા આપણે મહેનત ઉઠાવીએ; એને એનું કામ જાતે કરવા દઈએ; એને એની જાતને જાતે વાપરવા દઈએ; એને જીવનનો અનુભવ જાતે જ કરવાને માર્ગે મૂકીએ. અને આપણે તેની આસપાસ વાડ રૂપે ઊભા ઊભા તેના સ્વતંત્ર વિકાસનું રક્ષણ કરીએ. જ્યારે માબાપો પોતાના અનેક નકારોને ખેંચી લેશે, પોતાના વિચારોનું દબાણ ખેંચી લેશે, પોતાના આદર્શોને બાળકે ઉપાડવા જ જોઈએ એમ વિચારવાનું બંધ કરશે, ત્યારે બાળક સ્વાતંત્ર્યની હવા લેશે; ત્યારે તે શરીર ને આત્માથી સ્વાધીન થશે ને એક વ્યક્તિ થશે. 'ઘરમાં મોન્ટીસોરી' ઘરમાં આવે અને એટલું ન થાય તો ઘરમાં મોન્ટીસોરી આવી નહિ કહેવાય.

બીજું, બાળકની પ્રવૃત્તિ અથવા કામને ત્યારે જ કાંઈ પણ વિકાસક કિંમત મળી શકે કે જ્યારે બાળકે તે પ્રવૃત્તિ પોતાની અંદરની સ્ફુરણાથી એટલે સ્વેચ્છાથી કરી હોય. બાળક પાસેથી આપણે પરાણે કરાવીએ તેથી બેશક કામ થાય છે, પણ બાળક તેમાંથી કાંઈ શીખતું નથી; બાળક તેમાં ખરી રીતે કાંઈ કરતું જ નથી. તેથી ઊલટું જ્યારે બાળક અંદરની ભૂખથી કાંઈ પણ કામ હાથમાં લે છે અને કરે છે, ત્યારે તે કામ ઉપર તે પોતાનો જીવ રેડે છે, બધી શક્તિ વાપરે છે; અને તેથી તે કામમાં તે એકાગ્ર થાય છે, શાંત થાય છે, વ્યવસ્થિત થાય છે ને પ્રવીણતા મેળવે છે. કામ પૂરું થયા પછી તે પ્રસન્ન થાય છે. કામથી તે થાકી કે કંટાળી જતું નથી પણ બીજું કામ બમણા જોરથી ઉપાડવાનો ઉત્સાહ અને સ્ફૂર્તિ તેનામાં દેખાય છે. પણ જ્યારે બાળક પાસે પરાણે કોઈ કામ કરાવીએ છીએ ત્યારે તેનું ચિત્ત તેમાં ચોંટતું નથી, તેનું ધ્યાન ઘડીક ઘડીકમાં બેધ્યાન થાય છે, કામ પૂરું થયા પછી છૂટયાની હાશ તેના મોઢામાંથી નીકળે છે, તે થાકી ગયેલું દેખાય છે ને પોતાને ગમતું એવું બીજું કામ પણ હાથમાં લેવાની તેને સ્ફૂર્તિ રહેતી નથી.

સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ આ રીતે બાળકને બધી

રીતે લાભકારક છે. તેમાં જ તેની એકાગ્રતાનો ઉત્તમ પ્રકાર થઈ શકે છે; તે દ્વારા તે હિલચાલ વગેરેની વ્યવસ્થિતતા કેળવે છે; તેમાંથી તે પોતાના ઉપર કાબૂ મેળવતાં શીખે છે. આપણે એના ઉપર લાદેલા કામથી એને ઘણું જ નુકસાન નીપજે છે. આજ દિવસ સુધી આપણે જેને તેને મહત્ત્વના માન્યા એવા વિષયોમાંથી અને આપણે ગોઠવેલે વખતે જ શીખવવાના અથવા કરાવવાના પ્રયત્નમાંથી એવું અનુભવ-અવલોકન નીકળ્યું હતું કે બાળકોનું ધ્યાન ભટકતું છે; વીશ મિનિટથી વધુ એક વિષય ઉપર તે ચોંટી શકતું નથી; અર્ધા કલાકના કામ પછી તે થાકી જાય છે. આ અવલોકન સાચું હતું, પણ કારણ જુદું હતું. પહેલાંના લોકોએ માન્યું કે બાળકનું મન પ્રકૃતિથી જ એવું ચંચલ છે, જ્યારે ખરું કારણ એ હતું કે આપણે પસંદ કરેલા કામ કે વિષય ઉપર, આપણે નક્કી કરેલે વખતે અને આપણે કહીએ તેમ જ બાળકને કરવાનું હોવાથી તે થાકી જતું અને બેધ્યાન થતું હતું. ઘરમાં બાળકો સાથે વસનાર આપણે સૌ ઘણી વાર જોઈએ છીએ કે બાળક એકાદ નાની પ્રવૃત્તિ ઉપર પણ કલાક સુધી અથવા કેટલીક વાર તો કલાકો સુધી મંડયું રહે છે. આપણે બાળકને સ્વયંસ્ફુરિત વ્યાપાર કરવાની અનુ-

ફૂળતા કરી જ આપીએ; અને આપણને ગમતા બીજા વ્યાપારોમાં બાળકને ન લગાડીએ.

સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિમાં બાળકને સમયની પસંદગીની છૂટ જોઈએ. સામાન્યતઃ બાળકો ઇંદ્રિયોના વ્યાપારો માગે છે. એવાં બધાં કામો કરવાની સગવડ કરી આપ્યા પછી તેમાંથી અમુક ક્ષણે બાળકે શું કરવું તે તેણે પોતે જ નક્કી કરવાનું છે. પસંદગીની પાછળ તેની ઇંદ્રિયની ભૂખ હોય છે, તેનું અંગત વલણ હોય છે. જેમકે આપણે રેંટિયો, માટીકામ, ચિત્રકામ વગેરે પ્રવૃત્તિઓ મૂક્યા પછી ચિત્રકારનું બીજ જેનામાં છે તે બાળક ચિત્રકામ લઈને જ બેસશે. તે ભલે ગમે તેટલો વખત બેસે. તેને તે વખતે ' અત્યારે માટીકામનો વખત છે માટે તે લેવું જોઈએ. ' એમ કહીએ ને માટીકામ લેવરાવીએ તો બાળક ચિત્રકામમાં જે પ્રવીણતા મેળવત અથવા મૌલિક સર્જન કરત તે તો અટકે છે જ; ઊલટું જેમાં તેનું મન નથી એવું માટીકામ લેવાથી તે કામમાં કદાચ આગળ ઉપર તેનામાં જે શક્તિ આવી જવાનો સંભવ છે તે પણ બંધ થાય છે. કારણકે એક ઇચ્છા પ્રબળ હોય ત્યારે તેને રોકી બીજું કામ હાથમાં લેવાથી ઊલટો તે કામ પ્રત્યે પણ કંટાળો બંધાય એ સંભવનીય છે.

તેથી ઘરમાં કામો પૂરાં પાડતી વખતે પણ આપણે ધ્યાનમાં રાખવાનું કે બાળક જે પ્રવૃત્તિ તરફ શોખ બતાવતું હોય તે જ પ્રવૃત્તિ મન માગે તે વખતે તેને પૂરી પાડવી. સીવણકામ ઉપયોગી છે એમ ધારી તે જ પૂરું પાડવાનું નથી. આપણા બાળકને બાગકામનો શોખ હોય ને આપણે તેને સીવણકામ પૂરું પાડીએ તે શા કામનું ? આપણા જમવાખાવાના વગેરે સમયો નક્કી રાખીને બાળકને પોતાની પ્રવૃત્તિ માટે વખત ગોઠવી આપ્યા પછી તેના એ વખતમાં બાળક વાંચે કે લખે યા રેંટિયો કાંતે કે બાગકામ કરે તે પસંદગી તેના હાથમાં છોડવી. આપણે એટલું જ જોવાનું કે બાળક કાંઇક કામમાં એકાગ્ર છે કે નહિ, કાંઇક સાધ્ય કરવાની મહેનતમાં છે કે નહિ, કાંઇક ઉદ્યોગમાં છે કે નહિ.

પોતાના પ્રયત્નથી—પોતાની બુદ્ધિથી એક એક ડગલું ભર્યાની કિંમત આપણા દિશાસૂચન પછી આપણી મદદથી દસ ડગલાં ચાલ્યા કરતાં સોગણી વધારે છે. તેથી માટીકામ વગેરેમાં આપણે તેને શીખવીએ અને મદદ કરીએ તો તે સુઘટિત ઘાટો બનાવશે; પણ પોતાના પ્રયત્નથી માંડમાંડ બનાવેલું રીંગણું એ ઘાટો કરતાં વધારે કિંમતી છે. માટે બાળકે પોતે શું ચાતર્યું છે, એણે પોતે શું

લખ્યું છે, એણે પોતે કઈ રાંગોળી પૂરી છે, તે જોતા રહેવાનું છે. તેને દિશાસૂચન માટે તે તે જાતનું કામ બતાવીએ; કોઈ વાર આપણને જ આવડતું હોય તો આપણે કરીએ; પણ સીધા અનુકરણમાં જાણી જોઈને ન મૂકીએ. તે પોતાની પસંદગીથી કોઈનું અનુકરણ કરે તો વાત જુદી.

સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના પ્રશ્નો બહુ જ અટપટા છે. અહીં તો માત્ર થોડાએક સામાન્ય ખ્યાલ આપ્યા છે. હવે પછી બતાવેલી બધી પ્રવૃત્તિઓ આ સિદ્ધાંતોના પ્રકાશવામાં કરવાની છે.



## ઇંદ્રિયોનો વપરાશ

બાલશિક્ષણની શરૂઆત ઇંદ્રિયકેળવણીથી જ થવી જોઈએ, કેમકે ઇંદ્રિયો જ્ઞાન મેળવવાનાં સાધનો છે. આ સાધનો તૈયાર થાય તો જ્ઞાન મેળવવાનું કામ તો બાળકો પોતાની જાતે જ કરી શકે છે. એને બદલે આજે આપણે સામાન્યતઃ સીધેસીધું જ્ઞાન આપવા પ્રેરાઈએ છીએ. આ-જની નિશાળોમાં પણ એકદમ લેખન, વાચન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન વગેરે જ્ઞાનના વિષયોથી જ શિક્ષણની શરૂઆત થાય છે. આ જ્ઞાન 'આપ્યા જ્ઞાન' બરાબર છે; અને 'આ-પ્યું ને તાપ્યું' એ કહેવત પ્રમાણે આપેલું જ્ઞાન કેટલા દિવસ ચાલવાનું? જો બાળકને જ્ઞાન લેવાનો માર્ગ ઉઘાડી દઈએ તો અનંત જ્ઞાનના ભંડાર તેની આગળ ખુલ્લા થાય છે. જ્યારે આપીએ તેટલું જ બાળક લે, શીખવીએ તેટલું જ સાંભળે, એમ રાખીએ તો જ્ઞાન લેવાનો બાળકનો હમેશનો આધાર આપણે એટલે શિક્ષકો ને મોટેરાંઓ બની રહીએ છીએ. આમાં પરાવલંબન છે. વળી મોટી ખામી તો એ છે કે આપણે જે જ્ઞાન આપવા

નીકળીએ છીએ તેમાં બાળકને રસ પડતો નથી. કારણકે જ્ઞાન ગ્રહણ કરવાવાળી ઇંદ્રિયો અંદરથી જ્ઞાન લેવા માટે તરવર તરવર કરતી હોતી નથી, કારણકે ઈંદ્રિયોની કેળવણીના વિચારને આપણા બાળઉછેર અને શિક્ષણની રીતિમાં અવકાશ નથી.

આપણને બાળકની જ્ઞાનેંદ્રિયો કે કર્મેંદ્રિયોના તંદુરસ્ત વ્યાપારોની પરવા જ નથી. આપણે ઈંદ્રિયોનું હલનચલન માગતા નથી. બાળકને જાતજાતના અવાજો સાંભળવા ગમે છે તો ચાલો આપણે ઘંટડીઓ વગાડીએ; તેને જાતજાતનાં કપડાંને અડવાનું મન છે તો ચાલો નાના નાના, જાતજાતનાં કપડાંના કટકા બતાવીએ; તેને સૂંઘવું ગમે છે તો ચાલો નવી નવી ગંધોનો અનુભવ કરાવીએ. એવી એવી બાબતો આપણા લક્ષમાં જ નથી. આપણે તો માત્ર જ્ઞાનના લોભી થયા છીએ. બાળક છ વરસનું થયું ને હજી વાંચતું કેમ નથી! હજી પલાખાં કેમ આવડતાં નથી! હજી મોપાટ કડકડાટ કેમ બોલતું નથી! એમ આપણને થાય છે. દસ બાર વરસનું બાળક થયું, હજી આપણી રાજધાનીનું નામ જાણતું કેમ નથી? વગેરે જાતની ચિંતા આપણે કરીએ છીએ. આ ચિંતા ઘણે ભાગે વૃથા છે. તેવી જ રીતે મારા બાળકને તો આ આવડે છે, આ આવડે છે, એમ

કરીને આપણે સંતોષ માનીએ છીએ તે પણ વૃથા જ હોય છે; એ સમજણ વિનાનું અભિમાન છે. આપણે માબાપોએ તો ખરી રીતે એ જોવાનું છે કે બાળક પોતાની ઈંદ્રિયો વાપરીને કાંઈ નવું નવું જાણવાના પ્રયત્નો કરે છે કે નહિ? તેનામાં એકંદરે જ્ઞાન લેવા માટેની ઈંદ્રિયો તંદુરસ્ત છે કે નહિ? તેની આંખો, કાન, સ્પર્શ વગેરે ઈંદ્રિયો વાતાવરણમાંથી વગર આપ્યું જ્ઞાન લઈ રહ્યાં છે કે નહિ?

ઈંદ્રિયોનો વિકાસ અને તરવરાટ મોન્ટીસોરી શાળામાં પ્રબોધક સાધનો વડે થાય છે. પણ આપણો પ્રશ્ન તો ઘરનો છે. ઘરમાં ઈંદ્રિયોની શક્તિ વધારવા આપણે શું કરી શકીએ?

આપણે ઊછળતી ઈંદ્રિયોના વ્યાપારોને ઘરમાં અવકાશ આપી શક્યાં નથી તેથી નાનાં બાળકોને રાખવાનું કામ વધારેમાં વધારે અઘરું થઈ પડે છે. પહેલવહેલી નડતી વાત એ હોય છે કે બાળક જ્યાં ત્યાં અડે છે, ને જે તે લેવા દોડે છે. આપણે સામાન્યતઃ બાળકની આ વૃત્તિને એક ઉપાધિરૂપ ગણી તેને તેમ કરવાની ના પાડીએ છીએ, ને મારીને, વઢીને કે સમજાવીને અડવાની ના સિદ્ધ કરીએ છીએ. ઉપરાંત તેના હાથમાં વસ્તુઓ જ ન આવે એવી ગોઠવણ કરીએ છીએ—

એટલે કે વસ્તુઓ ઊંચે મૂકીએ છીએ, કબાટમાં મૂકીએ છીએ, વગેરે. પણ આ રીતે બાળક પરત્વે આપણે શું સાધીએ છીએ? ઇંદ્રિયોના વ્યાપારની મંદતા–જ્ઞાનના સાધનનું જ અપંગપણું! માટે 'ઘરમાં મોન્ટીસોરી' આવે એટલે પ્રથમ પ્રશ્ન બાળકને માટે ઇંદ્રિયોના વ્યાપારો કેવી રીતે સુલભ કરશું તે ઊભો થાય છે.

ઇંદ્રિયકેળવણી તો તે માટેનાં સાધનો ઉપર પદ્ધતિસર કામ કરવાથી જ સધાય છે; ઘરમાં ઇંદ્રિયકેળવણીનાં માત્ર સાધનો વસાવવાથી તે નથી જ બનવાનું. પરંતુ માબાપો સાધનો અને પદ્ધતિ સિવાય જુદી જુદી રીતે બાળકોની ઇંદ્રિયોને વ્યાપાર કરવાનું–વાપરવાનું ક્ષેત્ર આપી શકે છે. અને આવા વપરાશથી પણ લાભ તો છે જ.

## સ્પર્શેન્દ્રિય

બાળકની પહેલી ને મહત્ત્વની ઇંદ્રિય સ્પર્શેન્દ્રિય ગણાય. અહીં સ્પર્શ વ્યાપક અર્થમાં છે, બાળકને સ્પર્શવાની ગોઠવણ કરી આપવી જોઈએ. સ્પર્શમાં કોઈ પણ પદાર્થની કોર ફરતાં આગળાં ફેરવાને તેનો આકાર ગ્રહણ કરવાનો એક પ્રકાર છે; વસ્તુની સપાટી ઉપર હાથ ફેરવીને સુંવાળું ખરબચડું જાણવું તે બીજો પ્રકાર છે; અડીને

અથવા આંગળાં બોળીને ગરમ ને ઠંડું પારખવું તે ત્રીજો પ્રકાર છે; આંખની મદદ વગર સ્નાયુની ચાળવણીથી આકાર પારખવો એ ચોથો પ્રકાર છે ને હાથ ઉપર વસ્તુને તોળવી એ પાંચમો પ્રકાર છે.

ઘરમાં ટેબલ હોય, વાસણો હોય, બીજી વસ્તુઓ હોય, તે ઉપર નાનું બાળક ઘણી વાર હાથ ફેરવતું દેખાય છે. બાળક તેમ કરતું હોય તો તેને અટકાવવું નહિ પણ તે શાંતિથી તેમ કરી શકે એવી ગોઠવણ કરી આપવી. ચોરસ, ગોળ, ત્રિકોણ વગેરે સમબાજુ આકારો હોય તો તેના ઉપર આપણે આંગળાં ફેરવીને બતાવીએ પણ ખરાં કે આંગળાં કેમ ફેરવાય. જો બાળકને આકારનો પરિચય ચોક્કસ થયો છે એમ લાગે તો આકારનાં નામો પણ આપીએ. આથી ઇંદ્રિય-ગમ્ય અનુભવ શબ્દગમ્ય થશે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું કે બાળકની પાછળ પડીને તેને કશું શીખવવા બેસવાનું નથી. બાળક જે કરતું હોય તેને ન અટકાવવા પૂરતું માબાપો કરે તો પણ ઘણું શિક્ષણકાર્ય કર્યું ગણાશે.

બાળક સપાટી ઉપર હાથ ફેરવવા માગતું હોય ત્યારે હાથ ધોઈને કપડાંથી લૂછી નાખી પછી ફેરવવાનું બતાવીએ. તેથી સ્પર્શની સૂક્ષ્મતા વધે છે. હાથ ફેરવતાં વસ્તુ બગડે નહિ કે બાંગેતૂટે નહિ

તેની સંભાળ બતાવવાની જરૂર હોય ત્યાં તે બતાવીએ. જેમકે એક નવું કાચનું વાસણ આવ્યું હોય તો પ્રથમ આપણે જ તે પકડીને આસ્તે આસ્તે સંભાળથી હાથ કેમ ફેરવાય તે બતાવીએ, તો બાળક તે સારી રીતે શીખે છે. નવાં લૂગડાં ઉપર હાથ ફેરવવાનું બાળકને બહુ ગમે છે. તે વખતે હાથ ધોઈને પછી હાથ ફેરવવાની આપણે રજા આપી શકીએ. મંદિરોની લાદીઓ વગેરે ઉપર પણ હાથ ફેરવતાં ને આળોટતાં આપણે તેમને જોઈએ છીએ; અહીં સ્પર્શગમ્ય અનુભવનો આનંદ બાળકો લે છે.

ગરમઠંડા પાણીમાં હાથ બોળવાની રમત બાળકને ઘણી પ્રિય છે. એક બાજુએ બે વાટકા ને બે કળશા આપીએ; એકમાં ગરમ પાણી ને એકમાં ઠંડું પાણી રાખીએ. બાળક વાટકામાં પાણી કાઢે, વધારે ગરમ, ઓછું ગરમ, સતપ. ઠંડું, સાવ ઠંડું વગેરે પ્રયોગથી અનુભવે, ને કોઈ વાર વળી આપણે ય ગરમ, સતપ, ઠંડું એવાં પાણીનાં નામો પણ આપીએ. પાણીની રમતમાં પોતાનાં કપડાં સાચવીને કેમ રમત થાય, નીચે પાણી ઢોળાય તો કેમ લૂછી નખાય, વગેરે પણ બતાવીએ તો બાળક તે સૂચનાઓ અમલમાં મૂકે છે. બાળક ગરમઠંડાનો અનુભવ કરવાને બદલે

બીજી રમત ઉપર ચડી ગયેલું દેખાય તો પાણી લઈને ફેંકી દઈએ ને રમત પૂરી કરી દઈએ.

હાથના સ્નાયુઓની ચાળવણી માટે માત્ર હાથ જ જઈ શકે એવા સાંકડા મોઢાની કોથળીઓ સારું કામ આપે છે. કોથળીમાં સાચાં અથવા લાકડાનાં ફળો, શાક, આડાંઅવળાં રમકડાં, ડાબલી, સોપારી, સોગઠી, વગેરે ગમે તે નાખી બાળકને કોથળી આપવી. બાળક જોયા વગર હાથથી જ વસ્તુને ઓળખી કાઢે એ રમત તેને ખૂબ મજા આપે છે.

બાળક જુદા જુદા વસ્તુઓ હાથમાં લઈ આંગળાંના વેઢાના ભાગ ઉપર મૂકી તોળી જુએ; બે હાથમાં બે વસ્તુઓ લઈ આ આનાથી હલકી છે ને આ આનાથી ભારે છે વગેરે અનુભવતાં શીખે. હલકું ભારે એ શબ્દો પણ એ અનુભવને આપણે આપી શકીએ. બાળક અહીં પોતાનો સ્પર્શ અને સ્નાયુ વાપરશે.

## આંખની ઈંદ્રિય

સ્પર્શ પછી આંખની ઈંદ્રિય આવે છે. જેમ જેમ બાળક મોટું થતું જાય છે તેમ તેમ તે સ્પર્શની સાથે આંખને વધારે ને વધારે વાપરતું જાય છે. આંખ બે બાબતો જુએ છે: વસ્તુનું રૂપ અને વસ્તુનો રંગ.

પરંતુ વસ્તુનો ઘાટ અથવા આકાર સ્પર્શ-ગમ્ય પણ છે. માટે આકાર ઉપર હાથ ફેરવતાં આંખની મદદ બાળક લે છે. એ ક્રિયામાં તેની બે ઇંદ્રિયોને વ્યાપાર મળે છે, તેને બદલે કોઈ વાર આંખે પાટા બાંધીને સ્પર્શ કરવાની રમત દાખલ કરીએ તો સ્પર્શેંદ્રિય જુદી પડે છે. આંખ ઉઘાડી હોય ત્યારે તે આકારગ્રહણનું કામ કરે જ છે. હાથ ફેરવીને આકાર જોવામાં આંખને હાથની મદદ મળે છે; આ અનુભવ આગળ ઉપર લખતી વખતે અને અક્ષર શીખવામાં ખૂબ કામ આવે છે.

સ્પર્શ ન કરી શકે પણ માત્ર આંખ જ કરી શકે એવું આંખનું કામ રંગ જોવાનું છે. ઘરમાં એને લાગતી શાસ્ત્રીય રમતો તો ન થઇ શકે; પણ બાળકો વસ્તુના રંગો જુએ ને આપણે તે તરફ ધ્યાન ખેંચીએ ને રંગોનાં નામો બોલીએ. આ ટમેટું રાતું છે, ખતર લીલું દેખાય છે, વગેરે વાક્યોથી બાળકોનું ધ્યાન ખેંચાય છે. ઘરમાં રંગબેરંગી વિધવિધ વસ્તુઓને છૂટથી જોવા દેવામાં રંગની શક્તિનો સારો વપરાશ થશે.

### શ્રવણેન્દ્રિય

અવાજની ઈંદ્રિય એટલે કાન—શ્રવણેંદ્રિય. શાંતિની રમતમાં બાળકનું ઝીણુંમોટા અવાજ

તરફ સારી રીતે ધ્યાન જાય છે. બાળક ઘણી વાર વસ્તુઓ પછાડીને કે એક ઉપર એક ભટકાવીને વગેરે રીતે અવાજ કરતું દેખાય છે; તે નકામું ગણી અટકાવવું નહિ. ઘરમાં બાળક પ્યાલા અને થાળીઓ તેમ જ રકાબી ઉપર દાતણ ઠપકારી અવાજનો તફાવત પારખે છે. બાળકો આ અવાજ કોનો, આ અવાજ કોનો, એની રમત પણ રમી શકે. દૂરના અને નજીકના અવાજને પારખવાની રમત પણ ચાલી શકે.

## સ્વાદ અને ગંધ

બાળક સ્વાદ અને ગંધ લેવાની-સુંઘવાની બાબતમાં પણ જેટલું કરવા માગતું હોય તેટલું તો કરવા જ દઈએ. આંખ બંધ રાખી સ્વાદ કે ગંધ પારખવાની રમત મજા આપે છે. ફરવા નીકળે તોયે પાંદડાં ચોળીને સુંઘે, ફૂલ સૂંઘે. બજારમાં નીકળે તો અથવા ઘરમાં આવેલી જુદી જુદી વસ્તુઓ સૂંઘે, વગેરે જરૂરનું છે. વસ્તુ મોઢામાં નાખીને પારખવાની ટેવ બાળકને બહુ જ નાનપણથી હોય છે; પણ તે રીત જરા જોખમભરી છે, એટલે આપણને પૂછ્યા વગર બાળક કોઈ વસ્તુ ચાખે નહિ, તેમ જ ધોયા વગર કોઇ વસ્તુ મોઢામાં નાખે નહિ એવો રિવાજ રાખવો જોઈએ. પરંતુ બીજી રીતે, ચાખી જોવાની ટેવ સ્વાદને તીવ્ર કરે છે.

ખેતરમાં નીકળ્યા હોઈએ તો મગના બે દાણા ચાવી જોવા, મેથીનું પાંદડું ચાવી જોવું, વગેરેથી વસ્તુના સાચા સ્વાદની ખબર પડે છે. આપણા ભોજનમાં તો વિવિધ સ્વાદ ને વાસનો મેળ હોય છે. એનું પૃથક્કરણ કરવાની ટેવ બાળકને રમતરૂપ થઈ પડે છે.

છેલ્લે એટલું તો કહેવું જ જોઈએ કે આવું બધું કરવાથી ઇંદ્રિયકેળવણી થાય છે એમ માનવાનું નથી; છતાં કાંઈક કાંઈક ઇંદ્રિયોના વ્યાપારો મળવાથી, ઇંદ્રિયો વતી જ્ઞાન લેવાની વૃત્તિ ખીલે છે. તેમ જ ઇંદ્રિયોમાં થોડીઘણી ચપળતા આવે છે; તે સહેજે થાય છે એટલું તો ખરું જ છે. વિશેષતઃ માબાપો અજાણે બાળકોની આવી પ્રવૃત્તિઓ નકામી ગણી તેમ જ અડચણરૂપ ગણી અટકાવે છે તે તરફ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. બાળકોને પોતાની જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયથી કંઈક કરવા દો; એમની ઇંદ્રિયોને કદી બાંધી રાખો નહિ.

# ઘરમાં બાળક

આપણે સૌને ઘેર બાળકો રહે છે. પણ આપણે ત્યાં એક દિવસ માટે આવેલા મહેમાનને રહેવા માટે આપણે જેટલી જગા કાઢી આપીએ છીએ તેટલીયે આપણાં બાળકો માટે કદી કાઢી આપીએ છીએ ? બાળકોના ખૂણા કે તેની ઓરડી એવું તો આપણે રાખતાં જ નથી. બાળક સામાન્યત: આપણી સાથે રહે છે. આપણામાં તે સમાઈ જાય છે. તેથી તે આપણી સાથે જ્યાં ત્યાં અથડાયા કરે છે. ને આપણે પણ તેની સાથે જ્યારે ત્યારે અટકાઈએ છીએ. વળી આપણે માટે એટલે મોટાંઓ માટે વસાવેલાં ને ગોઠવેલાં ઘરમાં બાળકને રહેવું પડે છે. આપણાથી ચારગણા ઊંચા અને દસગણી વધારે શક્તિવાળા માણસોને ત્યાં બે દિવસ આપણને રહેવાનો પ્રસંગ આવે તો આપણી શી દશા થાય ? આપણે પાણી પીવું હોય તો તેમની પાસે માગવું પડે. તેમને ત્યાં ચિત્રો ને ફોટા ઊંચા હોય તે આપણે કેમ જોઈ શકીએ ? આપણાં કપડાં તેઓ ઊંચી ખીંટીએ ટાંગી દે, પછી તેમની પાસે વારંવાર માગવા જ

જવું પડશે. આપણે કેટલાં મૂંઝાઈશું? બાળકો આપણી વચ્ચે આમ જ મૂંઝાય છે. બાળકો માટે તેઓ ઉપાડી શકે એવી નાની ને હળવી વસ્તુઓ આપણે કદી વસાવીએ છીએ? તેઓ પહોંચી શકે એવી રીતે ખીંટીઓ કે પાણીના ગોળા કે કંઈ રાખવાની તકેદારી આપણે લઈએ છીએ?

બાળકને આપણી સાથે રાતદિવસ રહેવું છે ત્યારે તેના રહેવાના હક્ક આપણે સ્વીકારવા જ જોઈએ. અને આપણું ઘર તેને રહેવાયોગ્ય બનાવવું જ જોઈએ. એક ગાય વસાવીએ તો તેને રહેવાયોગ્ય રહેઠાણ આપણે કરવું પડે છે—કરીએ છીએ. અને આપણે ત્યાંનાં બાળકો માટે કશું નહિ!

બાળકની પ્રથમ જરૂરિયાત તેની જુદી જગા (શક્ય હોય ત્યાં ઓરડી, અને નહિ તો ઓરડીનો એક ખૂણો) ચોક્કસ મર્યાદા આંકીને તેને સોંપી દેવી. ત્યાં તેને બેસવા માટે આસન હોય. તેની પ્રવૃત્તિનાં સાધનો મૂકવાની ગોઠવણ હોય. તેનાં રમકડાં ને તેનું બધું તે પોતાના ઘરમાં ગોઠવી શકે એમ હોય. ત્યાં એકાદ અભરાઈ ને એકાદ બે ખીંટીઓ તેની ઊંચાઈને ધોરણે ખોડેલાં હોય. તેનો સામાન મૂકવા માટે એકાદ કબાટ અથવા પેટી કે ખાનું આપીએ. અને તેના ઘર પ્રત્યે ને તેની વસ્તુઓ પ્રત્યે આપણે સંપૂર્ણ,

માનથી વર્તીએ. તેને પૂછ્યા સિવાય તેનું ગમે તેમ ઉપાડી લઈએ, વીંખી નાખીએ, એ તેને અસહ્ય થાય. તેનું પોતાનું ઘર થશે એટલે બાળક આપણી વસ્તુઓ પ્રત્યે પણ માન રાખતાં શીખશે. તેને બરાબર ખ્યાલ આવે છે કે જેમ મારી પેન્સિલ કોઈ ઉપાડી ન જઈ શકે, તેમ જ મારાથી પણ બાપાની ચોપડી ઉપાડાય નહિ કે બાનું શીવણ વીંખાય નહિ.

બીજું આપણા ઘરમાં જ્યાં જ્યાં બાળકને સમૂહમાં રહેવાનું છે ત્યાં તેને માફક આવે એવી વસ્તુઓ વસાવીએ. આપણે માટે ઊંચે પાણિયારે ગોળો મૂક્યો હોય તો તેને માટે નીચો ઘડમાચી ઉપર માટલી ને પ્યાલો મૂકીએ. તેને માફક આવે એવી થાળી, વાટકો, પાટલો, ગાદલું વગેરે જરૂર વસાવીએ. બાળકની વસ્તુઓ હળવી હોવી જોઈએ. પોતે ઉપાડીને આમતેમ ફેરવી શકે, સાફ-સૂફ કરી શકે, એ જાતનો તેને માટે સામાન હોય. આપણે બેવડો ન વસાવી શકતાં હોઈએ તો બાળક માટેના સામાનથી ચાલી શકે ત્યાં આપણે મોટેરાં ચલાવીએ: જેમકે બાળકની નીચી માટલી-માંથી આપણે પાણી પી શકીએ.

એકંદરે બાળકને રહેવા યોગ્ય એવું આપણું ઘર રાખવું. તેથી સગવડ પડે છે, તેથી બાળકનું

વ્યક્તિત્વ સન્માનાય છે, તેથી તેને વ્યવસ્થિત થવાની સારી તક મળે છે. આટલું કરશું ત્યારે તો માત્ર બાળકનો ઘરમાં જીવવાનો હક્ક જ આપણે સ્વીકાર્યો કહેવાશે.

# શાંતિની રમત

ઓરડામાં બારીબારણાં હોય, અંદર એકાદ બે સળગતી ધૂપસળીઓની વાસ ઓરડાને સાત્ત્વિક શાંતિ આપતી હોય; ચળકત ગુલાબી ફૂલ જેવા તેમના સળગતા છેડાઓ કેવળ અંધારામાં ઝાંખું અજવાળું પૂરતા હોય ને અંદર વીશપચીશ નાનાં નાનાં બાળકો શાંત બેઠાં હોય-કોઇ બાળક મોટા યોગીની માફક ધ્યાન કરતું હોય; કોઇ આંખ ઉઘાડી જાય છે માટે આંખે પાટો બાંધીને બેઠું હોય; કોઇ આ શાંતિનું દશ્ય જોવાની જ મજા લેતું આમતેમ આંખો ફેરવીને અંધારામાં શું દેખાય છે ને કેવું દેખાય છે તે જોતું હોય; તો કોઇ આ આખા દશ્યથી છક થઇને શાંત થઇને બેઠું હોય! આ સ્થળે અવાજમાં તો માત્ર ઘડિયાળનું ટિક ટિક, કાં તો બાળકોના શ્વાસોચ્છ્વાસનો ઊંચોનીચો સુસકારો, કાં તો બહાર ચાલતી કોઇની વાતચીત, કાં તો કાબરચકલીના કિલકિલાટ, વચ્ચે વચ્ચે શિક્ષકનો સૂચના આપતો કે અવાજ તરફ ધ્યાન ખેંચતો ધીમો ધીમો અવાજ: આખો અનુભવ અદ્ભુત

હોય છે. આખું દૃશ્ય અદ્‌ભુત!

વાંદરાની જેમ એક ક્ષણ પણ સ્વસ્થ કે શાંત ન બેસી શકનાર આ વીશ પચીશ વાંદરાંઓ પંદર પંદર, વીશ વીશ મિનિટ સુધી યોગીની જેમ ધ્યાન ધરીને બેસતાં જોઈ હરકોઈ માણસ સહેજે આશ્ચર્યાનંદમાં ડૂબી જાય.

બાળમાનસશાસ્ત્રીની દૃષ્ટિએ ડૉ. મોન્ટીસોરીએ કરેલી શિક્ષણ વિષયક શોધોમાં શાંતિની શોધ અજબ છે.

આજ દિવસ સુધીમાં સઘળા ધુરંધર શિક્ષકો બાળકોને શાંત કેમ રખાય તેની ભાંજગડમાં હેરાન હેરાન થઈ ગયા હતા. માતાપિતાઓ તો ઘરનાં ચાર છ બાળકોથી કંટાળી ગયાં હતાં. સમગ્ર બાલઅનુભવીઓના સાર તરીકે માનસશાસ્ત્રીઓએ પણ એ જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો કે બાળકોનું ધ્યાન બહુ જ થોડા વખત એકાગ્ર થઈ શકે છે, તે બાળક બહુ જ થોડા વખત એક જ જગાએ સ્થિર બેસી શકે છે. પણ મોન્ટીસોરી બાઈએ આ બન્ને સિદ્ધાંતોને પોતાના અમૂલ્ય પ્રયોગોથી ધક્કો માર્યો છે; અને બતાવ્યું છે કે બાળકનું મન શાંત અને સ્થિર રહી શકે છે, વ્યવસ્થિત ચાલતી મોન્ટીસોરી શાળામાં જઈને જોનારને ઉપલો અનુભવ જરૂર થશે.

બાળજીવનમાં શાંતિનું કેટલું મહત્ત્વનું સ્થાન છે તે માબાપોએ જાણી લેવું જોઈએ અને તેને આપી દેવું જોઇએ. આપણે જો એમ માનતા હોઇએ કે બાળકો ઘડી પણ શાંત બેસી જ ન શકે, તો તે માન્યતા ઉપલો અનુભવ ખોટી ઠરાવે છે. બાળકોને શાંતિનો અનુભવ ચખાડીએ તો તેઓ તેની મીઠાશ લઇ શકે છે, ને તેથી તેમની એકંદર હિલચાલ ઉપર ને તેમના જ્ઞાનતંતુઓ ઉપર ઘણી જ સુખકર અસર થાય છે. સાથે સાથે જ તેમની સન્મુખ જાણે કે એક નવી ગુપ્ત દુનિયા ઊઘડે છે, તે પણ એક મોટો લાભ છે. હમેશ ઘોંઘાટ ગડબડમાં જ મચ્યા હોઈએ ત્યારે આપણી આસપાસ જે ઝીણા, મધુર કે કર્કશ અવાજો થતા હોય છે, જે સૂક્ષ્મ સુગંધો કે દુર્ગંધો ફેલાયેલી હોય છે, જે કેટલીયે ધીમી હિલચાલો ચાલે છે, એ બધા તરફ આપણું ધ્યાન જ જતું નથી. આસ્તે આસ્તે આપણી જ્ઞાનેન્દ્રિયો એટલી જાડી બને છે કે સૂક્ષ્મ ગ્રહણ માટે તે નાલાયક થાય છે. અર્થાત્ સૂક્ષ્મ સંસ્કારિતાનો આપણો માર્ગ બંધ થાય છે.

બાળકો શાંત થઇને બેસે છે ત્યારે આ બધી ઝીણી વસ્તુઓ તરફ તેમનું ધ્યાન જાય છે. જાણે કે કોઇ જુદી જ દુનિયામાં–નવી દુનિયામાં પ્રવેશ

કર્યો હોય એમ તેઓ નવું નવું સાંભળે છે. નવું નવું સૂંઘે છે, નવું નવું જુએ છે ને નવાનવા અનુભવો કરવા ઉત્સુક એવી એમની ઇંદ્રિયો બહુ જ સતેજ બને છે–સૂક્ષ્મ બને છે.

આપણે આ શાંતિની રમત ઘરમાં દાખલ કરવા જેવી છે.

શાંતિની રમત જેટલી ઉપયોગી છે, જેટલી મહત્ત્વની છે, જેટલી લાભકારક છે તેટલી જ તે બાળકો આગળ ધરવામાં અઘરી છે. શાંતિનો પૂરેપૂરો સ્વાદ ચાખતા છતાં તેમાં રમતપણું રહે, ને રમતપણું રહેવા છતાં ઝીણા અનુભવોમાં બાળકો વધારે ને વધારે ઊંડાં ઊતરતાં જ જાય એ સાધવું અઘરું છે; છતાં અશક્ય નથી જ. આપણે આધ્યાત્મિક વૃત્તિના કહેવાતા હિંદુઓએ તો ખાસ સંભાળ રાખવાની કે આ રમતમાં આપણું વધારે પડતી ગંભીરતા આણી બાળકોનું જીવન અકાળે ગંભીર ન બનાવી દઈએ, તેમ જ આપણે બીજી બાજુએ પણ ઢગી ન જઈએ તે પણ જોવાનું રહે.

બાળક અથવા બાળકોને શાંતિની રમતમાં નીચે પ્રમાણે અનુભવો કરાવવાના હોય.

પહેલો અનુભવ શાંત બેસવાનો: હાથ ન હલે, પગ ન હલે, માથું ન હલે, આંખની પાંપણ

પણ ન હલે. બાળકો આ રમતમાં તરત દાખલ થાય છે. આપણે તેમની સામે શાંત થઇ બેસીએ ને તેમને આપણું કાંઇ હલે છે કે કેમ તે જોવાનું કહીએ તો તેમને બહુ મજા પડે છે. આપણું કાંઇ હલે કે તેમણે આંગળી ઊંચી કરવાનો રિવાજ રાખવો એટલે શાંતિનો ભંગ થયા વગર રમત ચાલુ રહેશે. પછી તેમનામાંથી એકેક સૌની વચ્ચે શાંત બેસે ને બીજાં બધાં આંગળી ઊંચી કરવામાં રહીએ. પછી બધાં જ એક સાથે એમ બેસે. વગેરે રમત ચાલે. પ્રથમ અરધી પા મિનિટ જ શાંત બેસવાથી શરૂ કરવું. જતે દહાડે બાળકોને ખૂબ લાંબો વખત એટલે બે ત્રણ મિનિટ શાંત રહેવામાં મજા પડશે.

બીજો અનુભવ અંધારાનો. ઓરડામાં અજવાળું હોય તે એક પછી એક બારીબારણાં આસ્તે આસ્તે બંધ થતાં ચાલ્યું જાય ને અંધારું થતું જાય, એનો અનુભવ બાળકોને બહુ જ અદ્‌ભુત લાગે છે. બારીબારણાને કાળા, લીલા કે રાતા પડદા રાખી તે ખેંચવાથી પણ અંધારું સધાશે.

આપણે ત્યાં સામાન્યતઃ બાળકો અંધારાથી બીએ છે, કારણકે આપણાં ઘણાં ખરાં મોટેરાંઓ—ખાસ કરીને સ્ત્રીઓ પોતે બીતી હોય છે; અને ઘણી વાર બાળકને તેનાથી બીવડાવતી

હોય છે. બીજું, અંધારામાં કાંઇ પણ હિલચાલ કરવી ઘણાંઓને અશક્ય હોય છે, કારણકે આંખની મદદ વગર હિલચાલ કોઈ વખત કરેલી જ નથી હોતી.

અંધારાનો અનુભવ આ રીતે બહુ જ કિંમતી છે. બાળકો પહેલાં પહેલાં અંધારામાં અસ્વસ્થ બને છે, માટે છેક અંધારું ન થાય પણ તેમાં ઝાંખું ઝાંખું દેખાય એવું રાખવું. તેમ જ અંધારું જરા વાર કરી તરત અજવાળું કરવું, એટલે એની મજા આવે. વળી અંધારુ દેખાય એમ કરવા માટે અંદર એકાદ દીવી કે મીણબત્તી રાખવી. બહુ જ મજાનો અનુભવ થાય છે. આપણાં કેટલાંએક શિવાલયોમાં આવું હોય છે. છેલ્લે તો અગરબત્તીનું અજવાળું પણ મજા આપે છે.

ત્રીજો અનુભવ આપણે શાંત બેસી આસ-પાસની દુનિયાનો અનુભવ કરવાનો છે. જેમકે આપણે શાંત બેસીએ એટલે બહાર મોટર કે ટ્રામો જતી સંભળાય; દૂર દૂરથી એંજિનની સીસોટી સંભળાય; ક્યાંકથી પક્ષીનો અવાજ આવે; કયારેક ગધેડાં ભૂંકે તો કયારેક કોયલ ટહુકે. અવાજની જેમ જ જાતજાતની ગંધ પણ આવે છે. કોઇ વાર રસોડામાંથી કાંઇ વાસ આવે, કોઇ વાર ફૂલ-

ઝાડ ઉપરથી આવે તો કોઈ વાર ખાળમાંથી આવે. તેમ જ આજુબાજુની હિલચાલનુંયે ભાન થાય. બહાર કોઈ જતું હોય, મેડી ઉપર કોઈ બોલતું હોય, પડખેની ઓરડીમાં ટેબલ ફેરવાતું હોય વગેરે. પોતે તટસ્થ થઈ આ બધા અનુભવો કર્યા કરવા એ બહુ મજા આપે તેવું છે. બાળકો તેવો અનુભવ રસથી કરે છે.

ચોથો ને ખરેખરો મહત્વનો અનુભવ તે શાંતિનો. ગડબડ ગડબડ ને ધમાલ વગેરેમાંથી નિવૃત્ત થઈ આમ બેસવાથી જ્ઞાનતંતુઓ સમતોલ બને છે, મગજ શાંત થાય છે, ને તેથી જાણે કે થાક ઊતરી ગયો હોય એવો અનુભવ થાય છે. બાળકને પણ આ અનુભવ થાય છે. આજના ધમાલિયા જગતમાં આસપાસના ગડગડાટ, ટણટણાટ ને સતત હિલચાલથી આપણે આપણા જ્ઞાનતંતુઓને કેટલા થકવી નાખીએ છીએ એની આપણને કલ્પના જ નથી. નાનપણથી આ શાંતિ મેળવી લેવાની ટેવ અત્યંત કિંમતી છે.

માબાપોએ ઘરમાં નાની ઉંમરથી બાળકને શાંતિનો અનુભવ કરાવવો જરૂરનો છે.

*

# સામાજિક જીવનની તાલીમ

સમાજમાં એટલે કે પોતાની આસપાસની દુનિયામાં રહેવા માટે બાળક લાયક બને તે માટે પ્રથમ તો તે સ્વાશ્રયી અને સ્વમાનવાળું થવું જોઈએ; તેથી પોતાનાં કપડાં પહેરવાથી આ કામોની શરૂઆત થાય છે. પછી સાફસૂફ, ખાવા-પીવાની આવડત વગેરે આવે. તે કામો બરાબર આવડે તે માટે શરીરનું સમતોલપણું શીખવાનું આવે ને અંગસ્વચ્છતા આવે. આવી આવી બાબતો આવડે એટલે બાળક સામાન્યત: ઘરમાં કે શાળામાં રહેવા માટે—ચાર માણસોની વચ્ચે વસવા માટે લાયક બને છે. દરેક બાળકને સામાન્ય જીવનની જરૂરિયાતનું ભાન અને તેને લગતા કામકાજની સામાન્ય આવડત હોય તો બધાં ભેગાં થાય ત્યારે કોઈ કોઈને ભારે પડતું નથી. તેમનામાં જે સ્વમાનજાગ્રતિ ઉત્પન્ન કરી શકયાં હોઈએ (અને એ જાગ્રતિ પોતાનું કામ પોતે કરી નાખવામાંથી જરૂર આવે છે.) તો સામાજિક વ્યવહાર સરલ, સાદો અને બધાને સુખાવહ એવો થાય છે. આજની આપણી સામા-

જિક ખટપટ ને કજિયાકંકાસનો ૫૦ ટકા ભાગ તો આપણી અણઆવડતને લીધે છે, ને ૫૦ ટકા કામ કરી નાખવાના શિક્ષણને બદલે કામમાંથી છટકી જવાનું જે શિક્ષણ આપણે બાળકોને આપણા આચરણથી ને વાણીથી આપીએ છીએ તેને આભારી છે. માણસમાં કામનો શોખ અને આવડત આવે તો કામ જોઈને કૂદી જ પડવાનું મન થાય. આપણે માટે કોઈ કામ કરી આપે તેમાં બીજા ઉપર ફાવ્યાનો આનંદ નહિ, પણ બીજાં ઉપર આધાર રાખવો પડ્યો તેની શરમ ઉત્પન્ન થાય. આવી રીતે સામાજિક વ્યવહાર સુલભ અને સુખાવહ થાય તેની કેળવણી બાલ્યાવસ્થામાં ઘરમાં ને શાળામાં મળે તેની ગોઠવણ આ પદ્ધતિમાં આવે છે.

## બુતાન બીડવાં

બાળકને વહેલી તકે પોતાની મેળે કપડાં ઉતારવું તેમ જ પહેરવું કરી દેવું જોઈએ. તે માટે પ્રથમ તો કપડાંનાં બુતાન કે નાડી આગળ રાખવાં જોઈએ, તેમ જ બુતાન બીડવાં-ઉઘાડવાં ફાવે એટલાં મોટાં રાખવાં જોઈએ; નાડી પણ બહુ જાડી નહિ બહુ બારીક નહિ એવી, ને બાંધવા-છોડવામાં ઠીક પડે એટલી લાંબી રાખવી

જોઈએ.

બાળક એ અઢી વરસનું થાય ત્યારે તેને કોઈ વાર વખત જોઇ બુતાન બીડવાની કે ઉઘાડવાની ક્રિયા આસ્તેથી બતાવવી. આંગળીની દરેક ક્રિયા સ્પષ્ટ ને ધીમે ધીમે તેમ જ બાળકનું ધ્યાન ખેંચાય તેવી રીતે ચોપીને કરવી. બુતાનનું આવડ્યા પછી નાડી બાંધવાનું બતાવવું. બધું એકી સાથે બતાવવાથી આવડે નહિ.

બાળક બધું એક સાથે ગ્રહણ કરતું નથી એમ લાગે તો કટકે કટકે બતાવવું. જેમકે બુતાન બીડવામાં બાળક માત્ર ગાજમાં બુતાન ભરાવે ને બીજી બાજુથી આપણે ખેંચી રાખીએ. નાડી બાંધવામાં પ્રથમ માત્ર નાડી ખેંચીને કેમ છોડવી પછી પહેલી ગાંઠ કેમ વાળવી, પછી નીરગાંઠ કેમ વાળવી ને પછી શરગાંઠ કેમ વાળવી, વગેરે બતાવી શકીએ.

બને તો મોન્ટીસોરી પદ્ધતિમાં વપરાતી બુતાન કે નાડીની ફ્રેમો મંગાવી તેના ઉપર એ બધું બતાવવું.

બતાવ્યા પછી બાળકને જાતે મહેનત કરી કાબૂ મેળવવા છૂટું મૂકી દેવું.

બીજે દિવસે ફરીથી આપણે બતાવવું. બાળકને આવડે ત્યાં સુધી રોજ એકાદ વાર

કરી બતાવવું.

બાળક પાસેથી પરાણે કરાવવું નહિ. " તને કેમ નથી આવડતું ? " કે " આવડવું જોઈએ." વગેરે કહેવું નહિ. બાળક એ ક્રિયા એક રમત તરીકે શીખે એ જરૂરનું છે.

બાળક ઝટ શીખી જાય એવો લોભ કે ઉતાવળ જરાયે રાખવાં નહિ. એને સ્વાધીનતાને રસ્તે દોર્યા પછી આસ્તે આસ્તે પોતાને યોગ્ય વખતે બાળક તે રસ્તે ચડશે જ

ચાલાક બાળકો અઢીત્રણ વરસે એ ક્રિયા શીખી લે છે, જ્યારે કેટલાંએક વધારે વખત લે છે. સામાન્યતઃ સાડાત્રણથી ચાર વરસ સુધીમાં બાળકે આ બધી બાબતમાં પૂરેપૂરું સ્વાધીન થઈ જવું જોઈએ.

### ચાલવું

આપણે નાનાં બાળકોને ચાલતાં જોશું તો માલૂમ પડશે કે તેમને શરીરનું તોલન ઘણું ઓછું હોય છે. તેથી તેઓ ધારે છે તેમ ખરેખર સીધી લીંટીમાં ચાલી શકતાં નથી. એક ભીંતથી બીજી ભીંત સુધી જવું હોય તો તેઓ સીધી લીંટીમાં જઈ શકતાં નથી, તેમ જ વચમાં વસ્તુઓ પડી હોય તો તેઓ તારવીને જવા ધારતા હોય તો

પણ શરીર ઉપર ઓછો કાબૂ હોવાથી ભટકાય છે. આપણે બાળકોને વઢીએ છીએ કે “જોઈને કેમ નથી ચાલતું?” “જરા સીધું ચાલ. ભાન વગરનું!” વગેરે. પરંતુ એમ કહેવાથી કે વઢવાથી તેમનામાં યોગ્ય કાબૂ આવતો નથી. ઊલટું વધારે ટોકીએ તો તેઓ વધારે મૂંઝાય છે, ગભરાય છે ને વધારે વાંકાંચૂંકાં ચાલે છે. એને માટે રસ્તો તો એક જ છે, ને તે એ કે બાળકોને શરીરનું તોલન આવે તેવાં ચાલવાનાં સાધનો તેમની આગળ મૂકવાં, તેનો ઉપયોગ તેમને બતાવવો અને પછી તેના ઉપર ચાલીને શરીરનું તોલન સાધવા તેમને છૂટાં મૂકવાં.

એવાં સાધનોમાં ૪"×૨" ના માપનું લાંબું લાકડું આવે છે. ઘરની ઓશરીમાં કે ફળિયામાં એ મૂકી રાખી કોઈ કોઈ વાર પોતે તેના ઉપર ચાલી બતાવવું. આપણે ચાલતી વખતે પગ પાસે મૂકીને ચાલવું. પછી બાળકોને ચાલવાની ભલામણ કરી આપણે ત્યાંથી નીકળી જવું. બાળક આવું સાધન જુએ તો તે વાપર્યા વગર રહેતું જ નથી. રેલ્વેના પાટા ઉપર, કરેડા ઉપર, ઓશરીની પાળ ઉપર વગેરે સ્થળે બાળકો પોતાની મેળે ચાલે જ છે. આવું લાકડું ફળિયામાં પડ્યું હોય તો નાનાં બાળકો પોતાની મેળે જ તેના ઉપર વરંવાર

ચાલીને સમતોલપણે ચાલવાની શક્તિ મેળવી લે છે.

એ સંબંધે બે વાતો ખાસ ધ્યાનમાં રાખવી. બાળકને "આમ નહિ, આમ ચાલ." એમ વારંવાર ટોકવું નહિ, પણ વચમાં વચમાં પોતે ચાલીને બતાવવું. ચાલતી વખતે પોતાના પગ તરફ, શરીર તરફ, હાથ તરફ વગેરે તરફ બાળકનું ધ્યાન ખેંચવું. બીજું બાળકને " તું ચાલ; ફરી વાર ચાલ; સરસ આવડે ત્યાં સુધી ચાલ." એમ કહી કહીને ચાલવાનું કામ તેને એક કંટાળાભર્યો અભ્યાસ ન લાગી જાય તેનું ધ્યાન રાખવું. લાકડું પડ્યું હોય ને કોઈ વાર આપણે તેનો ઉપયોગ બતાવી દીધો હોય એટલું જ જરૂરનું છે. પછી બાળક પોતાની મેળે તેના ઉપર ફરી ફરીથી ચાલે ને ચાલવાની ક્રિયા સાધ્ય કરે.

લાકડા પછી લીંટા ઉપર ચાલવાની રમત આવે છે. ઓશરીમાં કે ઘરમાં ચાલવાના લીંટા કર્યા હોય તેના ઉપર બાળક ચાલે. લીંટા ઉપરથી આમતેમ પગ ગયો હોય તો ખબર પડતી નથી. લાકડું વધારે ભૂલ સુધારનારું છે માટે લાકડા ઉપર ચાલવાનું પહેલું આવે, ને પછી લીંટા ઉપરનું આવે. કાયમના લીંટા રાખ્યા હોય તો બાળક તેના ઉપર ચાલવાનું કર્યા જ કરશે. ન કરે તો કોઈ વાર તે રમત આપણે બતાવવી.

ચાલવાની ક્રિયાની અણઆવડતને લીધે બાળક જે જ્યાં ત્યાં ભટકાય છે ને સીધું ચાલી શકતું નથી, તે આ રમતોથી સુધરશે. આ રમતો અઢી ત્રણ વરસનાં બાળકો માટે સારી છે. ચાર પાંચ વરસનાં બાળકો પણ રસ પડે ત્યાં સુધી ભલે રમે.

લીંટા પછી ખાસ સાધન નથી, પણ ઘણી વાર કઠેડા કામ આપે છે. ચાલતી વખતે બાળકને કઠેડાનો આધાર મળે છે. તેનામાં શરીરનુ તોલન આવતું જાય છે તેમ તેમ તેની હિંમત વધતી જાય છે. ઘરમાં કઠેડા પકડીને શરૂઆતમાં બાળકો ચાલે છે. પછી બાળકો કઠેડા ઉપર પણ ચાલે છે. પ્રથમ હાથ ઊંચા કરીને કશાનો આધાર લે છે, ને પછી તો કઠેડા ઉપર પોતાના તોલનથી જ સરસ ચાલે છે, કઠેડા જેવું ડગડેગા ચાલવાનું જે કોઈ સાધન હોય તે કામમાં આવી શકે.

પરંતુ એ બધું ચાલવાનાં શોખીન બાળકો પોતાની ઇચ્છાથી કરે છે. બાળકોને જો કોઈ કહેવા જશે કે "તમે કેમ નથી ચાલતાં ? તમે ચાલો, તમે ચાલો." તો જરૂર પડવાનાં. અકસ્માતો વારંવાર થશે. 'ચાલો' જ એવો આગ્રહ ન હોય, તેમ જ ચાલવાની બંધી ન હોય, તથી બાળકો સ્વેચ્છાએ ચાલી ચાલીને શરીર સમતોલ કરે છે.

આ સાધન પણ ચાલવાની ઉત્તમતા કેળવવા માટે સારું છે. બેશક, મુંબઈ જેવા શહેરમાં ચોથે પાંચમે માળે આવા પ્રયોગો ન જ હોઈ શકે. સામાન્યતઃ આપણે જેટલા ઓછા વચ્ચે પડીએ ને જેટલું ઓછું ધ્યાન આપીએ તેટલું ચાલવાનું કામ સારી રીતે ચાલતું દેખાશે.

## સૂપડીસાવરણી

મોન્ટીસોરી બાળશાળામાં વપરાતાં સામાજિક જીવનની તાલીમ આપનારાં સાધનોમાંથી સૂપડી-સાવરણીનું સાધન દરેક ઘરમાં સહેલાઈથી રાખી શકાય એવું છે.

બાળકના ગણાતા ખૂણામાં બે ખીંટીઓ પર એક નાની ટીનની સૂપડી અને એક સાવરણી ટીંગાડી દઈએ તો બાળકના જીવનમાં એક સાચા હર્ષની ક્ષણ જોઈ શકીશું.

સૂપડીસાવરણીનું કામ અત્યંત બાલપ્રિય નીવડ્યું છે. આપણે ઘરમાં પણ બાળકને મોટી સાવરણી લઈને વાળવાનો પ્રયત્ન કરતું ઘણી વાર જોઈએ છીએ; પણ સાવરણી મોટી હોવાથી તે તેને ફાવતી નથી. વળી વાળવાના કામનો તેને પરવાનો પણ હોતો નથી; મોટે ભાગે બાળકને તેમાંથી અટકાવવામાં આવે છે, અથવા તો તે

તરફ દુર્લક્ષ કરી તેને તે કરવા દેવામાં આવે છે.

ખરી રીતે એ કામ ઉત્તેજન આપવા જેવું છે. એક તો સાવરણીથી કચરો બરાબર સૂપડીમાં વાળીને લેવાની ક્રિયામાં બાળક પોતાના હાથપગના ઘણા સ્નાયુઓ ઉપર કાબૂ મેળવે છે, એટલે શરીરના તોલનમાં અને હાથની કુશળતા સાધવામાં એ ઉપયોગી છે; ને બીજો લાભ તેનામાં સ્વચ્છતાની અભિરુચિની સાથે સાફ કરવાની આવડત પણ આવે છે તે છે. આપણાં ઘરોમાં કાગળની કટકીઓ અથવા બોરજાંબુના ઠળિયા કે શેરડીના કૂચા કે બીજો કચરો આસપાસ પડ્યો હોય છે, ને તેમાં જ બાળકો રમતાં હોય છે ને મોટાંઓ હરતાં ફરતાં હોય છે; તેથી તેવા કચરાની સૂગ તો શું, પણ તેનું ભાન પણ ઘણી વાર બાળકોને હોતું નથી. વળી ધારો કે કોઇને ભાન હોય તોપણ તે કેમ કરી તરત દૂર થાય તેની તેમને માહિતી કે આવડત હોતી નથી. સૂપડી–સાવરણીના પ્રવેશથી આ બધી બાબતો એકીસાથે સધાય છે.

સૂપડાના ઘાટની નાની ટીનની સૂપડી કરાવી તેના ઉપર ધોળો અથવા આછો ભૂરો એનેમલ રંગ દેવો, એટલે સૂપડીને સાફ કરીને રાખવાનું સહેલું થાય છે. આંખને એવી સૂપડી વધારે ગમે પણ છે.

સાવરણી જૈન લોકો વાપરે છે તેવી મળે તો વધારે સારી; ન મળે તો નાની ઘંટી વાળવાની આવે છે તેવી હોય તો તે પણ ચાલે.

સૂપડી–સાવરણી સાથે એક ત્રીજું સાધન ખાસ જરૂરનું છે, તે કચરો નાખવાનો ડબો. બાળક ઘરનો કચરો વાળીને આંગણામાં કે શેરીમાં નાખે તેનો કશો અર્થ નથી. ઓસરીમાં કે પગથિયાં પાસે કે બીજી સગવડવાળી જગાએ એકાદ ટોપલી કે જૂનો ઘાસલેટનો ડબો મૂકવો; અને વાળેલો કચરો હમેશાં તેમાં જ નખાય તેનું ઘરનાં મોટાંઓએ પણ ધ્યાન રાખવું.

સાધનો એકઠાં થયાં પછી તેનો વપરાશ એકબે વાર બાળકને બતાવવો જોઈએ. બતાવવામાં વધારે બોલવાની જરૂર હોતી નથી. “ જો હું કચરો વાળું છું. ” એમ કહી ધીમે ધીમે ચાંપીને વાળવાની, કચરો સૂપડીમાં લેવાની ને પછી સૂપડીનો કચરો ટોપલી કે ડબામાં નાખી આવવાની ક્રિયા કરવી, ને પછી બાળકને છૂટું મૂકવું. બાળક વાળવા લાગે ત્યારે આમ નહિ ને તેમ નહિ એવું જરાયે કહેવું નહિ. સાધનનો દુરુપયોગ એટલે સૂપડી માથે મૂકવી કે સાવરણી મોઢામાં નાખવી; વગેરે થતું હોય તો અટકાવવું; પણ બાળક વાળવાની ક્રિયામાં હોય ત્યાં સુધી

વચ્ચે પડવાની જરાયે જરૂર નથી. બીજે દિવસે જરૂર જણાય તો ફરી વાર આપણે સરસ વાળી બતાવીને ઓછા શબ્દે ને વધારે કાર્યે કરી બતાવવું.

એ કામ અઢીત્રણ વરસના બાળકને બતાવી શકાય. બાળક તેના ઉપર કેટલી એકાગ્રતાથી ને કેટલો વખત મંડી પડે છે તે જોઈને આપણે આશ્ચર્ય પામશું. બાળકની એકાગ્રતાનો ભંગ બનતાં સુધી ન કરવો.

એ કામ બતાવતી વખતે બાળકથી બધું સાફ થશે ને ઘરનો કચરો વળાઈ જશે એવી આશા કે ઇચ્છા ન રાખવી. બાળકના પ્રયત્નની તેમાં કિંમત આંકવાની છે. ઘણી વાર આરંભમાં કચરો વાળવાને બદલે ચારે કોર વધારે ફેલાયેલો દેખાશે; તેથી અસંતુષ્ટ થવાની જરૂર નથી. પાછળથી આપણે તેને ઠપકો આપ્યા વગર સાફ કરી નાખવું.

આરંભમાં બાળકને ઝીણી ધૂળ કે એવો કચરો વાળવાનું ફાવતું નથી, પણ જ્યાં મોટા કચરો હોય–જેમ કે બોરના ઠળિયા કે શાક સુધારાયેલો કચરો કે કાગળના ડૂચા હોય, ત સેવો ફાવે છે. એવો કચરો સ્વભાવિક રીતે પડેલો ન હોય તો ઓશરીને એકાદ ખૂણે થોડી જાડી રેતી કે કાગળનો કચરો પાથરી રાખીને તે વાળવા

બાળકને છૂટું મૂકવું. વાળવાના કામ પછી હમેશાં સૂપડીસાવરણી તેની ખીંટીએ જાય તે પણ જોવાનું છે. કામ પછી સાધનો જ્યાં ત્યાં રખડે છે, અથવા રમત પછી રમકડાં રખડતાં હોય છે, એ અણઘડપણા તરફ પ્રથમથી જ ધ્યાન આપીએ તો તે બાબતમાં સુઘડતાની ટેવો પ્રારંભથી જ પડે છે. વારંવાર ટોકવાથી એ ટેવ પડવાની નથી, પણ પહેલે જ દિવસે આપણે શરૂઆતથી આખર સુધી કામ બરાબર બતાવવું જોઈએ. અને બીજે દિવસે કામ શરૂ થાય તે પહેલાં જ કહી દેવું જોઈએ: " વાળ્યા પછી સૂપડી સાવરણી ખીંટી ઉપર. " કદાચ બાળક ભૂલી જાય તો ફરી એક વાર કહેવું: " સૂપડી સાવરણી ખીંટી ઉપર "

શિક્ષણનાં સાધનોમાં પાટીને પૂજનીય અને વિદ્યાચિહ્ન ગણાવામાં આવેલ છે. પણ સૂપડી સાવરણીનું સાધન બાલશિક્ષણમાં સૌથી પહેલાં આવતું હોવાથી અને બીજી પણ અનેક રીતે તે આપણા સંસારજીવનનું શુભ ચિહ્ન હોવાથી તેને પૂજનીય ગણવું જોઈએ. તેને ચાંલ્લો થાય કે આદરભાવ સાથે ગંધપુષ્પ ચડે તો જરા ય ખોટું નથી. બાલજીવનને એ સાધન તો એક આશીર્વાદ રૂપ જ છે.

## હાથ ધોવા

સૂપડીસાવરણી ને કચરાના ડબ્બાની પાછળ જ હાથ ધોવાનાં સાધનો આવે છે. કચરો સાફ કરવાની સાથે જ પોતાની જાત પરત્વેની સાફસૂફી આવવી જોઈએ.

આપણા ઘરની ગંદકી આપણે જાતે જ સાફ કરી શકીએ, એ વસ્તુની સાથે જ સાફસૂફ કર્યા પછી જાતે સ્વચ્છ થઈ જવાની વાત બાળકોને બતાવવી જોઈએ. આથી ધોળાં કપડાં પહેરનારાંઓ ગંદકી સાફ ન કરી શકે એવો સમાજમાં આજે જે પ્રચલિત ખોટો ભ્રમ છે તે નીકળે, તેની સાથે જ ગંદકી સાફ કરનાર તો મેલાં જ હોય એ ભ્રમ પણ દૂર થાય. જુઓ આપણો ઉજળિયાત વર્ગ તેમ જ આપણા ભંગી, આપણાં કામવાળાં, વગેરે. આપણે પહેલેથી એવી જ ટેવ પાડવી જોઈ એ કે ઘરમાં ગંદકી દેખાય તો તરત તે જાતે સાફ કરી નખાય; ને આવી સાફસૂફ પછી હાથ, પગ, મોઢું કે આખું શરીર જરૂર હોય તે પ્રમાણે ધોઈ ને જાતે સાફ થવાય.

હાથમોઢું ધોવાનાં સાધનોની સ્વતંત્ર રીતે પણ જરૂર છે જ. સામાન્યતઃ ઠીક ગણાતાં આપણાં ઘરોમાં પણ બાળકોની સ્થિતિ જોઈએ તો હાથ-

પગ ગંદા, નાકઆંખ ગંદાં, ને કપડાંનું તો ઠેકાણું જ નહિ, એવી હોય છે. એનો બીજો છેડો નોકર મારફત બાળકો અત્યંત સાફસૂફ રહે છે તે, અગર સફાઈ બગડે કે હાથપગ મેલા થાય કે કપડાં મેલાં થાય માટે રમતગમત વગેરે કોઈ પણ પ્રવૃત્તિ કે હિલચાલ કરવાની જ બાળકોને અટકાયત હોય છે તે છે.

બંનેમાં વચલો રસ્તો યોગ્ય છે. ગારાનાં રમકડાંયે બનાવાય, બાગકામ પણ થાય, વાસણ ઊટકવાનું કે ઘર વાળવાનુંયે થાય, રેતીમાં કૂબા કરવાનું કે કૂદકા મારવાનુંયે થાય, ને હાથપગ મેલા થાય તો ધોઈને સાફ પણ કરાય; આ રસ્તો ખરો છે. એક બાજુથી એટલું અણઘડપણું ને અસંસ્કારિતા કે ગંદાપણું સાલે જ નહિ કે દેખાય જ નહિ, ને બીજી બાજુએ સ્વચ્છતાની એટલી બધી ગુલામી હોય કે પ્રવૃત્તિ માત્રમાંથી નિવૃત્ત જ થઈને પથરા જેમ બેસવું પડે, એ બંને વસ્તુ બાલવિકાસમાં હાનિ પહોંચાડનાર જ છે. બાળકમાં ગંદકીની સૂગ આવવી જ જોઈએ. પણ તેની સાથે જ ગંદકી સાફ કરવાની સૂગ જવી જોઈએ. ધૂળમાટીમાં કામ કરવાની કે રમત રમવાનીયે તાકાત આવવી જોઈએ; ને પરિણામે હાથપગ મેલા થાય તો ધોઈને સાફ થવાનીયે

તાકાત આવવી જોઈએ.

હાથ ધોવાનાં સાધનોમાં એક નાની બાલદી, કળશો અથવા વાટકો, સાબુ અથવા અરીઠાં કે ચિકાખાઈનું પાણી ને હાથપગ લૂછવા માટે લૂગડાના કટકાઓ, એટલી વસ્તુની જરૂર છે. બાલદી ને કળશો હોય તો બીજાએ હાથ ધોવરાવવાની જરૂર પડે છે; પણ એકાદ નાનું ટીપ ને તેને નળ હોય તો બાળક જાતે જ હાથ પગ મોઢું ધોઈને સાફ થઈ શકે છે.

પ્રારંભમાં હાથ કેમ ધોવાય તેની સમગ્ર ક્રિયાઓ ધીમે ધીમે બાળક આગળ આપણે કરી બતાવવી. ક્રિયામાં હાથ કેમ પલાળવા, સાબુ કેમ ઘસવો, પછી બધી આંગળીઓને ને હાથની પાછળની બાજુ વગેરે બધું કેમ ધોવું, વગેરે ક્રિયાઓ સ્પષ્ટ ને બાળકનું ધ્યાન ખેંચીને કરવી. હાથ ધોયા પછી ટુવાલથી આંગળીએ આંગળી અને નખ વગેરે બધું ધીમે ધીમે લૂછીને બાળકને બતાવવું. પોતાના સ્વચ્છ હાથ પણ તેને બતાવવા.

પછી બાળકને હાથ ધોવા છૂટું મૂકવું. આપણી બધી ક્રિયાઓ તેના ધ્યાનમાં આવે ત્યાં સુધી રોજ તે ક્રિયાઓ આપણે કરી બતાવવી, પરંતુ તે ધોતું હોય ત્યારે ટોકવું નહિ. બાળક બહુ નાનું હોય ને તેના હાથ જાતે ધોયા પછી

સ્વચ્છ ન થયા હોય તો પાછળથી આપણે ધોઈ દેવા; પણ રોજ પ્રથમ તેને ધોવાની પૂરતી તક આપવી. અઢી ત્રણ વરસનું બાળક એ ક્રિયાઓ શીખી લેવા ખાતર દિવસમાં ઘણી વાર હાથ ધોવા લાગે છે. તે વખતે તેને તેમ કરવાની છૂટ આપવી. બેશક કપડાં ન પલળે, શરદી ન થાય, ઘરમાં પાણી પાણી ન થાય વગેરે બાબતોનો બંદોબસ્ત જરાક વિચાર કરી પરિસ્થિતિ પ્રમાણે કરી લેવો. અવલોકનથી નક્કી કરવું કે બાળક હાથ ધોતાં શીખે છે કે કોઈ બીજે જ રસ્તે ચડ્યું છે? હાથ ધોતાં શીખવાની ગરજ સાર્યા પછી હાથ ધોવાનાં સાધનો કાઢી નાખી જરૂરને વખતે જ નીચે મૂકવાની વ્યવસ્થા કરવી. સાધન મૂકીએ ત્યારે તે સાધનનો ધારેલો જ ઉપયોગ થાય એ જરૂરનું હોય છે. માટે પાણીની બીજી રમતો કે સાબુની રમતો વગેરે હાથ ધોવાનાં સાધનો સાથે ન ચલાવી લેવાય. હાથ ધોવાનાં સાધનો સાથે તો હાથમાં ધોઈને જાતે સાફ થવાની ક્રિયાઓ જ જોડાયેલી હોય. બીજે વખતે સાબુની રમતો શક્ય હોય તો બાળક ભલે કરે; પણ આ સાધનોથી તો નહિ જ.

હાથ ધોવાનું કહ્યું તેમ જ પગ, આંખ, નાક, મોઢું, દાંત વગેરે બધું સાફ કરવાની બાબતમાં

સમજવું.

હાથપગ ધોવાના પ્રસંગો પણ નક્કી કરી દેવા જોઈએ; જેમકે સાવરણીથી સાફસૂફ કરી લીધા પછી હાથ ધોવાનું હોય જ. ધૂળની રમતો પછી, જમવા જતાં પહેલાં, જમ્યા પછી ને કાંઈ પણ ખાવું હોય તે પહેલાં હાથ ધોવાની ટેવ જરૂરની છે. વળી બહાર જઈ આવ્યા પછી હાથ-પગ ધોઈને ઘરમાં આવવું, સૂતા પહેલાં હાથપગ ધોઈને પથારીમાં જવું, વગેરે બાબતો પણ દાખલ કરી શકાય.

વાત નાની છે પણ તેની પાછળ સારી પેઠે મહેનત લેવી પડે છે; અને મહેનત લઈ તે સાધ્ય કરવા જેટલી મહત્ત્વની તો તે છે જ.

## મોટા પાયા ઉપર સાફસૂફ

આપણે ઉપર સૂપડીસાવરણીની વાત કરી ગયા છીએ. સાફસૂફીના કામમાં બાળકો થોડા દિવસ પળોટાયા પછી એમને મોટા પાયા ઉપર સાફસૂફી બતાવી શકાય. ઘરનાં બારીબારણાં, ભીંતો વગેરેની સાફસૂફી એની અંદર આવે. ટેબલ-ખુરશીઓ વગેરે લાકડાંનો સામાન હોય તો ભીના લૂગડાથી લૂછી નાખવો, અથવા બહાર ઉપાડી જઈ ધોઈને સાફ કરવો, વગેરે કામો પણ બતાવી

શકાય. મોટી સાવરણી લઈ આખો ઓરડો વાળવો, ઓશરી કે આંગણું સાફ કરવું, વગેરે પણ થઇ શકે.

એક રીતે સામાન લૂછવાની સાફસૂફી નાના પાયા ઉપર સૂપડીસાવરણીની સાથે જ શરૂ થઈ શકે, અઢી ત્રણ વરસના બાળકના હાથમાં એક લૂગડાનો કટકો આપી નાની નાની નીચેની વસ્તુઓ લૂછવાનું બતાવીએ તો બાળક પોતાની શક્તિ પ્રમાણે તે કરે છે; ને બહુ જ નાની ઉંમરે કદાચ તેનાથી બરાબર સાફ ન થાય તોપણ ટેબલ ને ખુરશી ઉપર કે ટીંગાડેલા ફોટા ઉપર કેટલી ધૂળ બેસે છે, ને બેઠી હોય તો તે સાફ કરવી જોઇએ, એ વાત તો એના ધ્યાનમાં આવે જ છે. આપણે પાશ્ચાત્યોના વાંદરિયા અનુકરણમાં ઘરમાં આડુંઅવળું ફર્નિચર ભરી દેવાનું તો શીખ્યાં છીએ, પણ તેની સાથે જ તેને ગોઠવવાની કળા શીખ્યાં નથી, કે તેને સાચવવાની ને સાફ રાખવાની જરૂરિયાત આપણે જોઈ નથી. ટેબલખુરશી ઉપર કેટલીયે ધૂળ હોય તો બેસનારનાં કપડાંથી જ તે વળાય એવી આપણી યોજના છે! જૂના જમાના પ્રમાણેની બેઠક તો કોઇક જ રાખતું હશે; ને રાખતું હશે ત્યાં પણ ધૂળની બાબતમાં બેદરકારી તો દેખાશે જ.

બાળકનું ધ્યાન આવી બાબતો તરફ નાનપણથી જ ખેંચશું ને તે કેમ સાફ થાય તે બતાવશું તો આજે આપણે જે જોતાં જ નથી, જોતાં હોઈએ તો શું કરવું તે જાણતાં નથી, ને જાણતાં હોઈએ તો ઝટ કરી નાખવાની શક્તિ ધરાવતાં નથી, એવી સ્થિતિ આવતી પેઢીની રહેશે નહિ.

મોટા પાયા ઉપરની સાફસૂફી આઠ આઠ દિવસે કરવાનો રિવાજ રાખીએ, ને તેમાં બાળકોને પૂરતો ભાગ લેવા દઈએ, તો તેઓ ઘર સાફ રાખવાનો શોખ કેળવતાં થશે ને પોતાનો શોખ પૂરો પાડવાની આવડતવાળાં પણ થશે. આમાં ખૂણેખાંચરેથી બાવાં પાડવાં, બારીબારણાંઓને પાણીથી અથવા તેલ અને પાણીથી સાફ કરવાં, ફોટાઓ પાછળથી ધૂળ ઝાટકવી તેમ જ બધું ફર્નિચર અને જમાનની સાફસૂફી બતાવવાની ઉત્તમ રીત તો તે કામ આપણે જાતે ધીમે ધીમે કરી બતાવવું તે છે. એક સાથે અનેક કામો પહેલેથી જ દાખલ કરવાં નહિ, પણ એક એક નવું વધારતા જવું. જેમકે પહેલે રવિવારે કે જે વાર રાખીએ ત્યારે એકલાં બાવાં પાડવાનું કરવું; બીજે અઠવાડિયે બાવાં પાડીને બારીઓની સાફસૂફી ઉમેરી શકાય. એમ ધીમે ધીમે અનેક

જાતની સાફસૂફી બાળકોના ધ્યાન ઉપર આપણે મૂકી શકીએ.

એમાં ધ્યાનમાં રાખવાની વાત એટલી જ કે તેમની શક્તિ બહાર કે તેમની ધીરજ ખૂટે ને કંટાળો ઉત્પન્ન થાય ત્યાં સુધી કોઈ વાર તાણવું નહિ. સાફસૂફનું વાતાવરણ ઊભું કરીને જ આપણે બાળકોને શોખથી તેમાં ભાગ લેતાં કરી શકીશું.

કોઈ પણ સાફસૂફી પછી હાથપગ ધોઇને જાતે સાફ ને વ્યવસ્થિત થઈ જવાનું બતાવવાનું કદી ભૂલવું ન જ જોઈએ. જાડાં ને ગંદાં કામો કરવા છતાં પોતે તો સ્વચ્છ, સંસ્કારી ને સુઘડ જ રહેવું જોઇએ, એ વાત ઉપર આપણે જેટલો ભાર મૂકીશું તેટલો આજે ઓછો જ છે.

## પીરસવું

ડૉ. મોન્ટીસોરીએ પોતાની બાળશાળામાં જે કેટલાએક અજબ જેવા ફેરફારો કર્યા છે, તેમાંથી એક એ છે કે તેણે શાળાને બાલગૃહ બનાવી દીધું. જેમ ઘરમાં બાળકો રમે, કૂદે, ફરે-હરે, ખાયપીએ, સૂવે તેમ જ બધી પ્રવૃત્તિઓ તેટલી જ સ્વાભાવિકતાથી બાળશાળામાં થાય એવી યોજના તેણે રાખી. તેથી જ મોન્ટીસોરી શાળાની કેટલીએક પ્રવૃત્તિઓ તે કેવળ ઘરની પ્રવૃત્તિઓ

ગણી શકાય એવી છે.

મોન્ટીસોરી શાળામાં બાળકોને એક વખતનું જમણ આપવામાં આવે ત્યારે ભોજનના ઓરડાની સાફસૂફી, શણગાર, પીરસવાનું કામ તેમ જ જમી રહ્યા પછીની બધી સાફસૂફી અને વાસણો ઊટકવા સુધીનું કામ બાળકો કરે છે.

આ બધાં કામો બાળકો કેમ કરે છે ને તેમને કેમ કરવા દેવાય છે, તે માબાપોએ ખાસ જાણી લેવાની જરૂર છે.

સાડાત્રણ ચાર વરસનાં બાળકો આ કામમાં જોડાઈ શકે છે. એટલે બાળશાળામાં આવ્યા પછી એકાદ વરસ પછી બાળકો આ કામોની જવાબદારી ઉઠાવવા તૈયાર થઈ જાય છે. પીરસવાનું કામ બાળક ઉપાડે તે પહેલાં લીંટા ઉપર સમતોલપણે ચાલવું, પાણીના પ્યાલા લઈને ચાલવું, સૂપડી-સાવરણીથી વાળવું ને સાફ કરવું, હાથ ધોવા ને ધોવરાવવા, વગેરે પ્રવૃત્તિમાંથી બાળક પસાર થઈ જાય તે જરૂરનું છે. તે બાબતનો કાબૂ આવી જાય પછી પીરસવાનું કામ તે લઈ શકે.

પીરસવામાં ત્રણચાર કામોનો સમાવેશ કરી શકાય: જમવાની જગાની સાફસૂફ; પાટલા અથવા પાથરણાં પાથરવાં; વાટકા કે થાળીઓ તૈયાર કરવી; જમવા બેઠાં હોય ત્યાં જઈને પીરસવું.

આપણે ઘરમાં એ કામના બે ભાગ પાડી શકીએ: એક જમવાની તૈયારી ને બીજું પીરસવું. જમવાની તૈયારીમાં સાવરણીથી જગા વાળી નાખી પાટલા ઢાળવાનું, પાણીના કળશા ભરી લેવાનું તેમ જ પાટલા સન્મુખ અથવા પીરસાતું હોય ત્યાં થાળીઓ ને વાટકા મૂકવાનું કામ સમાઈ જાય. પછી બાળકની શક્તિ પ્રમાણે તેને પીરસવામાં પણ ભાગ લેવા દેવાય. જેમકે નાનું બાળક પણ મીઠું, ચટણી, લીંબુ, રોટલી, પૂરી, ભજિયાં વગેરે આસ્તે આસ્તે પીરસી શકે; ને આગળ જતાં સૂકું શાક, ભાત વગેરે પીરસે; અને છેવટ દાળ, રસદાર શાક વગેરે પ્રવાહી પદાર્થો પીરસે. ડૉ. મોન્ટીસોરીની ચોપડીમાં દૂધ કે સુપ (ઓસામણ) કાચના વાસણમાં પીરસવા લઈ જતાં ચાર વર્ષના બાળકોનો ફોટો છે.

આ કામો કરાવી લેવામાં કેટલીએક બાબતો ધ્યાનમાં રાખવાની છે.

પહેલી વાત એ કે બાળકોને આપણે એવું કર્મકાંડ જેટલી ચોકસાઈથી, જેટલી સફાઈથી અને જે ક્રમમાં બતાવશું તે બધું તે સજ્જડપણે પકડી લેવાનાં છે. આપણે કોઈ વાર વાળ્યું કોઈ વાર ન વાળ્યું, કોઈ વાર વાસણો લૂગડાથી લૂછીને લીધાં કોઈ વાર ન લૂછ્યાં, કોઈ વાર વાસણો ખખ-

ડાટ વગર મૂકચાં, કોઈ વાર એમ ને એમ પછાડ્યાં, એવું જે જે કરશું તે તે બાળકો કરવાનાં છે. માટે પ્રથમ જમવાની તૈયારીમાં કે પીરસવામાં જે કેટલીએક બાબતો આવે છે તે હમેશ તે જ ક્રમમાં થાય એની સંભાળ રાખવી જોઈએ. બેદરકારીને લીધે અપવાદ ન બને; પણ બહારગામ જવાને વગેરે ખાસ કારણે એમાંથી કાર્યક્રમ ઘટે, ને તેના કારણો બાળકને સમજાવી દેવાય.

બીજું બધું કામ બાળક આગળ પહેલેથી આપણે સુઘડતાથી કરી બતાવવું, ને તે તરફ બાળકનું ખાસ ધ્યાન ખેંચવું. જેમકે વાટકો નીચે મૂકવો હોય અથવા પ્યાલામાં પ્યાલા મૂકવા હોય તો તે વિશેપ ખખડાટ કે ધમપછાડ વગર જ થાય એમ આપણે પોતે ચીપીને બાળકને કરી બતાવવું. આપણે વાટકો કેમ મૂક્યો તે તરફ જો બાળકનું ધ્યાન ન ગયું હોય તો તેને કહેવું: " જો હું વાટકો મૂકું છું; અવાજ થાય છે? જો સાંભળ." પછી તેને કહેવું: " લે, તું મૂક જોઈએ? અને સાંભળજે, તારો અવાજ થાય છે કે નહિ."

બાળકને બતાવ્યા પછી ફરી વાર તે ખખડાટથી મૂકે તો કદાપિ ટોકવું તો નહિ જ. " અવાજ કેમ કર્યો? તને શું કહ્યું હતું? બરાબર

કેમ નથી કરતો ? " વગેરે વાક્યો કદી ન વાપરવાં. બાળકને ફરી ફરીથી તે ક્રિયા બતાવવી; ને છતાં બાળક તે ન કરતું હોય તો તેનું કારણ શોધી કાઢવું જોઇએ. કદાચ બાળકના સ્નાયુઓ તેને માટે હજી લાયક થયા ન હોય તો તે કામ તેની આગળ ધરવાનું બંધ કરી તે પહેલાંની ને વધારે સાદી બાબતો તેની પાસે ફરીથી ધરવી. કદાચ માંદગી વગેરેને લીધે તેનામાં તાત્કાલિક અશક્તિ આવી હોય તો અમુક મુદત સુધી કામ બંધ રાખવું. કદાચ ઘરમાં બીજાં બધાં ને આપણે પોતે પણ બીજે વખતે ધમપછાડ જ કરતાં હોઇએ ને તેથી બાળકને આપણે બતાવીએ તેમાં મહત્ત્વ ન લાગતું હોય; અથવા આવડતું હોવા છતાં બાળક બેદર-કારીથી અથવા જાણી જોઈને આપણી સામે થવા ખાતર પણ ખખડાટ કરતું હોય. તેની ઇચ્છા વિરુદ્ધ આપણે તેની પાસેથી કામ કરાવતાં હોઇએ અથવા બરાબર અભિમુખ થયા પહેલાં કરાવતાં હોઇએ તોપણ બાળક ઘણી વાર સામે થઇ જાય. અથવા બીજી કોઇ બાબતમાં તેને વાંધો પડયો હોય તોપણ બાળક સામે થાય. આવે વખતે એ કામ છોડી જ દેવું જોઇએ, ને વાંધો ક્યાં પડયો છે તેનો ઉપાય શોધી લેવો જોઈએ. બેદરકારી હોય તો તેનું કારણ પણ શોધવું જોઇએ.

ઉપર કહ્યું તેમ ઘરનાં બીજાંઓની બેદરકારીને લીધે બાળક પણ બેદરકાર બને છે. એમ નહિ તો કેટલાંએક બાળકોને એવી ટેવ પડી ગયેલી હોય છે. ખાસ કરી શ્રીમંતનાં બાળકોને વસ્તુ જ્યાં ત્યાં નાખી દેવી, જેમ તેમ મૂકવી. વગેરે એટલું સ્વાભાવિક બની જાય છે કે તેમને એવી વાત સાવ મામૂલી લાગે છે. "હવે હીરલો આવીને લઈ લેશે બધું." "કો'ક કરી દેશે." એવી મનઃસ્થિતિને લઈને પણ બાળક આ બધાં કામોની પાછળ રહેલી મજા પકડી શકતાં નથી ને તેનાથી વંચિત રહે છે. માબાપ કે માસી કે કોઈની પોતાના ઉપર ખાસ મહેરબાની છે ને પોતે જે કરશે તે ચાલવાનું જ છે એવી મનઃસ્થિતિ પણ બેદરકારી આણે છે.

બાળક પાસેથી ઘરમાં કામો લેતી વખતે આવાં ઘણાં સૂક્ષ્મ કારણો આડે આવવાનાં છે. શાળામાં આવી બાબતમાં મુશ્કેલીઓ કાંઈક ઓછી આવે છે, કારણકે ત્યાં બાળકો વધારે હોવાથી એકાદું બાળક બધાંથી છૂટા પડવાનું મોટે ભાગે પસંદ કરતું નથી. તેમ જ શાળા જૂની હોય તો અમુક વાતાવરણ ને રીતભાત બંધાઈ જ જાય છે, કે જેને લીધે ત્યાં તો બાળક તેની અંદર ગોઠવાઈ જ જાય છે. વળી શિક્ષક સાથેનો સંબંધ કાંઈક

દૂરનો હોવાથી પોતાની બા કે મોટી મા આગળ કરવાની હઠો તે ઘર માટે જ રાખે છે; અથવા બા કે બાપા આગળ થતી હઠો માટે જે અનુકૂળ વાતાવરણ મળે છે તેનો શિક્ષક અભાવ જ રાખે છે.

ઘરમાં વધારે બાળકો હોય તો તેમને કામના વિભાગ પાડી વારાફરતી તે બદલાય એમ ગોઠવી આપી શકાય. જેમકે એક જણ વાળીને પાટલા મૂકે; બીજું થાળીવાટકા લાવે અને પાણી ભરે; ત્રીજું પીરસે. ઘરમાં તો નાનાં મોટાં બાળકો હોય છે તેથી સહેલું કામ નાનાંઓને ને અઘરું કામ મોટાંઓને એમ પણ આપી શકાય. માત્ર નાનું અઘરા કામને માટે કોઈ દિવસ લાયક થાય જ નહિ, હમેશાં નાનું જ ગણાય, એમ ન બને તેની સંભાળ રાખવી ઘટે.

## જમ્યા પછીની સાફસૂફ

બાળકોને જેમ આપણે અમુક હદ સુધી પીરસવાનું કામ સોંપી શકીએ તેમ જમ્યા પછીની સાફસૂફમાં પણ તેઓ સારી રીતે ભાગ લઈ શકે છે. નાસ્તા કે દૂધ જેવું ખાણું હોય ત્યારે તો પોતાનાં વાસણો ધોઈ ઘસીને સાફ કરવાનું કામ પણ તેમને સોંપી શકાય. રીતસરના જમણ પછીનાં વાસણ ઊટકવાં જરા અઘરાં છે. છતાં

તેમાંયે થાળી ને વાટકા ઉપાડીને ખાળમાં મૂકવાં, જમીન ઉપર ભાત શાક દાળ વગેરે જે વેરાયું હોય તે ઉપાડી લેવું, પાટલા ઉપાડવા, વગેરે કામો બાળકોને જરૂર સોંપી શકાય. આગળ પાછળનો જરાયે વિચાર કર્યા વગર જમીને ઊભા થઈ જવાની ટેવ બહુ જ બેદરકારીભરી ગણાય. છતાં આપણે બાળકને "થઈ જા ઊભું," એમ જ કહીએ છીએ. તેના કરતાં પોતપોતાનું એંઠું ઊપાડી લઇને થાળીવાટકા ઉપાડવાની રીત સહેલાઇથી દાખલ કરી શકાય. બાળક પોતાની શક્તિ ને આવડત ઉપરાંતનું કરવા માગે ને આપણા કામમાં આડે આવે એ આપણે ન ચલાવી લઇએ. આવે વખતે 'ના' પણ પાડીએ. પણ બનતાં સુધી 'ના' પાડીએ તે પહેલાં વિચારી તો લેવું જ કે કોઇ રીતે બાળકને 'હા' પડાય એવું છે? બાળક પરત્વે 'હા, ના' નો અનુભવ એવો છે કે "બેન! આ બધાં વાસણો ઊટકવા લઈ જતી નહિ." એમ કહેવા કરતાં "બેન! જા; તારે આ પાણી પીવાના પ્યાલા ઊટકવાના છે, તેટલા બહાર લઈ જા. આ રહી રાખ ને આ બાલદીમાં પાણી છે." એમ શું લઈ જવું તે ચોક્કસ બતાવવાથી શું ન લઈ જવું તે એની મેળે જણાઈ પડે છે. છતાં બાળક હકારાત્મક કહેવું ખુશીથી

માને છે ને નકારાત્મક માનવા નાખુશ હોય છે.

બાળકને કામ સોંપતી વખતે એક બીજી વાત ધ્યાનમાં રાખવાની તે એ કે બાળક ઘણું બધું કરવા જાય ને જેવું તેવું કરે તે પસંદ ન કરવું. થોડું કરે પણ તેને આખર સુધી પહોંચાડે તે ઇચ્છવાજોગ છે. બાળક વાસણોનો એક ખડકલો લઈને બેસે એટલે જેવું તેવું ઊટકે ને ચારે કોર રાખ રાખ કરીને ઊભું થઈ જાય એ સંભવિત છે; કેમકે આટલાં બધાં વાસણો ઊટકવાં તેની શક્તિ બહારની જ વાત છે. તેના કરતાં એ પાણીના પ્યાલા લે, ઊટકે, ધુએ, જગ્યા ઉપર મૂકી દે, ઊટકેલી જગા સાફ કરે, પોતાના હાથ બરાબર ધુએ, કપડાથી લૂછે ને કામ પૂરું થયાનો આનંદ ને વ્યવસ્થિતતા અનુભવે એ બાળકની દૃષ્ટિએ વધારે લાભદાયક છે; ને આપણી દૃષ્ટિએ પણ તે આપણને ઓછું નડનારું છે.

આપણી સામાન્ય રીત એવી છે કે બાળકો પાંચ સાત વરસનાં કે તેથીયે મોટાં થાય ત્યાં સુધી તેમને કામ સોંપવું નહિ; કરવા આવે તો "તને નહિ આવડે" વગેરે કહી વારવાં. ને છતાં પછી મોટી ઉંમરે તેઓ કામ કરે તેમ ઇચ્છવું, ને નથી કરતાં માટે તે વખતે નારાજ થવું!

બાળક કરવા માગે ત્યારે તેને લાયકનું કામ આપતાં રહેશું. તો જણાશે કે ઘણી નાની ઉંમરે બાળક ઘણું કામ કરી શકે છે. ને કામની આવડત મેળવવાની ને શોખ કેળવવાની ઉંમર તો એ જ છે. તે ઉંમર આપણે નકામી ગુમાવવી ન જોઇએ.

# શારીરિક રમતો

હવે ઘરમાં બાળકની શારીરિક કેળવણી વિષે થોડો વિચાર કરીએ.

ડૉ. મોન્ટીસોરી શાળાઓમાં વગેરે ઠેકાણે ચાલતી કસરતને એટલે ડ્રિલને શારીરિક કેળવણીના સાધન તરીકે ઓળખવાની સાફ 'ના' પાડે છે. એ કસરત સમૂહગત ક્રિયા તથા હુકમને અનુસરવામાં ઉપયોગી હોય, પણ તે નાનાં બાળકોનાં હાડકાં મજબૂત કરવામાં કે સ્નાયુઓના બંધારણમાં મદદ કરતી નથી.

નાના એટલે કે અઢી ત્રણ વરસના બાળકનું ધડ પગના પ્રમાણમાં મોટું અને ભારે હોય છે, તેથી તેના પગ ઉપર શરીરનો ભાર ન આવે એ જાતની કસરતની વધારે જરૂર હોય છે. નાની ઉંમરે પગ ઉપાડી શકે તેથી વધારે ભાર ઉપાડવો પડતો હોવાથી ઘણી વાર બાળકના પગનાં હાડકાં વળી જાય છે. આ ઉંમરનાં બાળકોની સામાન્ય રમતો નિહાળીએ તો બાળકો વચ્ચે વચ્ચે ભોંય પર આળોટતાં અથવા ભોંય પર સૂઇને હવામાં પગ ઉછાળતાં દેખાય છે.

આ ઉંમરે બાળકોને આ ક્રિયાઓ જરૂરની જ હોય છે. ખરું તો આટલી નાની ઉમરનાં બાળકો જો શાળામાં જાય તો તે શાળાએ પણ બાળકને આળોટવાની વગેરે છૂટ ને સગવડ આપવી જોઈએ છે, ઘરમાં પણ આપણે એકાદ શેતરંજી પાથરી રાખીએ જેના ઉપર બાળક વચ્ચે વચ્ચે આળોટે. એમાં બાળકને શીખવવું પડતું નથી; માત્ર બાળક આળોટે કે પડ્યા પડ્યા હાથ કે પગ હલાવ્યા કરે તો તેમ કરવા દેવાની છૂટ રાખવાની જ જરૂર છે. પારણામાં સૂતું બાળક આવી કસરત લે છે તેની આડે આપણે આવતાં નથી; પણ કેટલીક વાર ત્રણ ચાર કે પાંચ વર્ષનું બાળક આળોટે અથવા વચ્ચે વચ્ચે ભાખરભરિયાં ચાલે તો આપણે તેને ટોકીએ છીએ. સાદી રીતે ચાલતાં આવડ્યા પછી બાળક આળોટે કે ભાખરભરિયાં ચાલે તો તે આળસુ થઈ જશે એવી આપણી માન્યતા હોય છે; પણ બાળકને તેમાં કસરત ને આરામ બંને મળે છે, ને તેથી તેને તે જરૂરનું જ છે, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એમાં બીવા જેવું કશું નથી.

આળોટવાની સાથે બાળકને પેટે લપસવાની કસરત બહુ જ સુંદર છે. બહુ ઢાળ ન હોય એવું લાકડાનું અથવા ચૂનાનું લપસણું એ તેને માટે

ઉત્તમ સાધન છે. દાદરા પાસેનો કઠેડો મળી જાય તો બાળકો લપસવાનું ચૂકતાં નથી, પણ તે પડી જશે એ બીકથી આપણે તેમને તેમ કરવા દેતાં નથી. દાદરાનો કઠેડો એ ખરું લપસણું નથી. તેના ઉપર શરીરનું સમતોલપણું કેળવાય છે; પણ પહોળા ને ઓછા ઢાળવાળા લપસણા ઉપર બાળક પેટે સાપની જેમ લપસે તેમાં પેટ વગેરેને જે કસરત મળે છે તે અમૂલ્ય છે.

ટીંગાવાની કસરત પણ બાળકો માટે સુંદર છે. ઝાડની ડાળીઓ નીચી હોય તો બાળક ત્યાં ટીંગાય; નહિ તો આપણે તેને વાંસનું અથવા લોઢાના નળ વગેરેનું ટીંગાવાનું સાધન કરી આપવું જોઈએ. બાળકની બધી હિલચાલમાં ઉપર કહ્યું તેમ તેના પગ ઉપર ઘણો ભાર આવે છે, કારણ તેને આખો વખત આખા શરીરનો ભાર ઉપાડીને ચાલવું, દોડવું કે કૂદવું પડે છે, તેમાં પ્રમાણમાં તેના હાથને કસરત ઓછી મળે છે. બાળક ટીંગાય ત્યારે તેના પગ છૂટા થઈ જાય છે ને ભાર હાથ ઉપર આવે છે; એ કસરત બાળક બહુ જ પસંદ કરે છે. જરા વાર ટીંગાઈને હવામાં હીંચકા ખાઈ લેવાનું જરા પણ ક્યાં ય મળે તો બાળકો તેમ કરી લેવાનું ચૂકતાં નથી. પણ એવું સાધન એની મેળે મળી આવવું એ આજકાલના

શહેરી જીવનમાં અશક્ય છે. માટે ઘેર તેમને માટે એકાદ ઇંચ જાડું સુંવાળું ગોળ લાકડું અથવા જાડો લોઢાનો નળ થાંભલામાં બેસારી દેવો; તેમજ જ્યાં જ્યાં ઝાડ ઉપર ટીંગાઈને હીંચકા ખાવાનું મળે ત્યાં ત્યાં બાળકને તેમ કરતાં જરા પણ અટકાવવાં નહિ.

બાળકને માફક એવી ઊંચાઈના 'ડબલ બાર્સ' પણ બાળકને જોઈતી કસરત આપવામાં સારી રમત છે. તેના ઉપર પણ હાથ ઉપર શરીરનો ભાર તોળવો પડે છે. પરંતુ તેના ઉપર આમ કસરત કરો, આમ શરીર વાળો, વગેરે રીતે કસરત શીખવવી નહિ. કસરતનાં સાધનો વસાવ્યા પછી બાળકોને પોતાની મેળે પોતાને માફક એવી કસરત કરવા છૂટાં જ મૂકવાં જોઈએ. આપણે શીખવવા જતાં બાળકની શક્તિની બહારની કસરત શીખવી બેસવાનો ભય રહે છે; પરંતુ જ્યારે બાળક પોતાની મેળે આગળ વધે છે ત્યારે એ ભય હોતો નથી, એટલું જ નહિ પણ બાળક પૂરેપૂરા ઉત્સાહથી રોજ ને રોજ કાંઈક આગળ વધતું દેખાય છે. ઘણી વાર એક જ લપસણા ઉપર કે કઠેડા ઉપર કેટલાય દિવસ સુધી બાળક લપસતું આપણને દેખાય છે; પરંતુ જરા ઝીણી નજરે જોઈએ તો ખબર પડે

છે કે તેમાં તે કેટલીયે નવી નવી જાતની ઝીણી ઝીણી ક્રિયા કરતાં શીખે છે. બીજું એ પણ દેખાય છે કે બાળક આવી કસરતમાં ક્વચિત જ પડે છે કે હાથપગ ભાંગી બેસે છે. કારણ એ છે કે બાળક પોતાની શક્તિ માપતું માપતું જ આગળ વધે છે.

ઝાડ જોઈ ને બાળકો ઝાડ ઉપર ચડવા જાય છે; બારીઓ કે એવું કાંઈ ઘરમાં મળે તો ત્યાં ચડવાનો પ્રયત્ન કરે છે. આવી ચડવાની કસરત બાળકને કુદરતી રીતે પ્રિય છે, ને તેમને માટે તે સારી પણ છે. ચડવા-ઊતરવા માટે ઘરમાં નીસરણીઓ પણ વસાવી શકાય. ગાંઠોવાળું દોરડું પણ બાળકને ચડવા-ઊતરવાની સારી ગમ્મત આપે છે. ટૂંકમાં ઘરમાં ચડવા-ઊતરવાનાં તથા ટીંગાવાનાં જે જે સાધનો આપણે બાળકો માટે આપી શકીએ તે જરૂર આપવાં ને બની શકે ત્યાં વસાવવાં.



## બાળઉદ્યોગ

ત્રણથી છ વર્ષનાં બાળકોને સાચવતાં માબાપો કંટાળી જાય છે; બહુ જ હેરાન થઈ જાય છે. ત્રણથી નાનાં હોય ત્યારે તે બહુ હિલચાલ કે ગડબડ ઘોંઘાટ કરી શકતાં નથી; બાળકો ક્યાં ગયાં તે શોધવા તેમની પાછળ ફરવું પડતું નથી; સામાન્યત: તે માની આસપાસ જ હોય છે. છ વર્ષથી મોટાં બાળકો સ્વતંત્ર રીતે શેરીમાં જઈને ગમ્મત કરવા, રમવા કે જરા લડાલડી કરવા જેવડાં મોટાં હોઈ તેમની પણ માબાપોને બહુ ચિંતા કરવી પડતી નથી. ઉપરાંત છથી ઉપરનાં બાળકો માટે નિશાળો છે, ને રજાને દિવસે તેઓ ઘરની બહાર વખત કાઢી શકે છે. હવે પ્રશ્ન રહ્યો આ વચલી ઉંમરનાં બાળકોનો, કે જેમને માટે સામાન્યત: શાળાઓ પણ નથી, ને જે માની પાસે રહેવા જેટલાં છેક નાનાં પણ નથી. ક્યાં જવું, ક્યાં અડવું, શું લેવું, શું ન લેવું, વગેરેમાં તેમને કશાનું ભાન હોતું નથી; છતાં તેઓ કાંઈક કાંઈક કરવા તો માગે જ છે. ને એ કાંઈક કાંઈક ઘણી વાર બાળકને નુકસાન થઈ બેસે એવું ય બની જાય છે. ઘણી

વાર ઘરમાં કાંઈ નુકસાન થાય, વસ્તુઓ બગડે વગેરે પણ બની જાય છે. આથી માબાપોને તેમનાથી બહુ પજવણી થાય છે, અને માબાપો તરફથી એવાં બાળકો ઉપર જુલમ પણ બહુ થાય છે. માબાપો વારંવાર તેમની પ્રવૃત્તિને આડે આવે છે. પણ તેથી માબાપો જાણતાં નથી એટલું નુકસાન બાળકને થઈ બેસે છે.

ખરી રીતે આ બધી મૂંઝવણ બાળકના ઉદ્યોગના અભાવે છે. આ ઉંમરે બાળકની જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો વ્યાપાર માગે છે. એટલે કે બાળકનાં આંખ, કાન, હાથ વગેરે કંઈક જોવા, સાંભળવા, સ્પર્શવા વગેરે માટે ઉત્સુક બનેલાં હોય છે. તેના હાથ, પગ અને આખું શરીર કાંઈક કાંઈક કરવા દોડે છે. તે આસપાસની દુનિયાને અને તેનાં ગુણધર્મ વગેરેને જાણવા માગે છે. તેનું શરીર પણ ઝાલ્યું ન રહે એટલું પ્રવૃત્તિમય હોય છે. ક્યાંક ચડી જવું, ક્યાંક ચાર કૂદકા મારવા, ક્યાંક ટીંગાવું એવું કાંઈ કાંઈ તે કર્યા જ કરે છે. પરંતુ આ ઉંમરને યોગ્ય એવા ઉદ્યોગો ઘરમાં આપણે તેમને પૂરા પાડતાં નથી તેથી આપણી અને બાળકની બંનેની પૂરી હેરાનગતિ થાય છે. એમાંયે આપણી હેરાનગતિના વિચાર કરતાં બાળકને થતા

નુકસાનનો વિચાર મહત્ત્વનો છે. મનુષ્યના મન વિષેનું એક સામાન્ય તત્ત્વ આપણે જાણીએ છીએ કે માણુસ નવરો બેઠો નખોદ વાળે છે. એટલે કે માણુસનું મન નવરું રહે, એને કાંઈ ઉદ્યોગ ન મળે તો તે એઠું એઠું સડે છે. આ નિયમ બાળકોને પણ લાગુ પડે છે. બાળકોને ઉદ્યોગ ન મળે તો તે અનુદ્યોગી તો ન જ રહી શકે; તેથી ઘણી વાર દુરુદ્યોગમાં જોડાય છે, ને પોતાને ઘણી જાતનું નુકસાન કરી બેસે છે.

પણ એવાં સાચેસાચ દુરુદ્યોગમાં જોડાયેલાં બાળકો ઓછાં જ હોય છે. મોટે ભાગે એમ બને છે કે આપણે તેમને ઉદ્યોગની દિશા ન બતાવીએ, ઉદ્યોગ માટે સગવડ ન કરી આપીએ, તેમના ઉદ્યોગોની મર્યાદા, અમર્યાદા ને અતિ મર્યાદા વગેરે નિશ્ચિત કરી ન દઈએ, એટલે બાળકો ઉદ્યોગ શોધવાનું કામ પોતાના હાથમાં લઈ લે છે. બાળકનાં ઘણાં ખરાં અડપલાં ઉદ્યોગની ખોજમાં કરેલા વૃથા પ્રયત્નો હોય છે. પેલા જીવા નામના અડપલા છોકરાએ છીંકણીની ડાબલી ઉઘાડી ને હેરાન થયો, એ વાર્તામાં આ ઉંમરનાં બાળકોની બધી કરુણ કથની આવી જાય છે. તેમની કરુણ અવસ્થાનું ભાન આપણામાંથી ઘણા જ થોડાને હોય છે. આપણે તો માત્ર આપણી દૃષ્ટિએ તેમની

પ્રવૃત્તિ, તેમની હિલચાલ વગેરેનું માપ કાઢીએ છીએ. આપણી છીંકણી ઢોળાઈ, આપણી ચોપડી ફાટી, આપણું આ બગડ્યું ને તે બગડ્યું, એ વિચાર આપણી આગળ હોવાથી આપણે બાળકોને ઊલટો ઉપદેશ કરવા નીકળીએ છીએ કે "જો, નકામી નકામી છીંકણીની ડાબલી લીધી માટે તારાં નાકઆંખમાં છીંકણી ગયાની તને સજા મળી. હવેથી ક્યાંઈએ અડતો નહિ, કાંઈ લેતો નહિ, અડપલાં કરતો નહિ !"

પણ પેલા જીવાનું શું ? તેના હાથ કંઈક કરવા માગે છે; તેની આંખ રૂપરંગ તપાસવા માગે છે; તેનું નાક સૂંઘવા માગે છે; તેના કાન સાંભળવા માગે છે; તેના પગની અંદર નાચું નાચું થઈ રહ્યું છે. એ બધાનું શું ? અડપલાં કરવાની 'ના' પાડવાથી, ન કરવાના ઉપદેશથી, કરી જ ન શકે એવી સખ્તાઈથી, આપણે આપણી છીંકણીની ડાબલીઓ તો જરૂર બચાવી શકીએ; ને બચાવીએ છીએ પણ ખરાં; પણ બિચારા જીવાના હાથ અને પગે શું કરવું ? તેમણે નિષ્ક્રિય થવું ? તેમણે દુનિયામાંથી નિવૃત્ત બનવું ? તેમણે હિલચાલ માત્રનું આકલન કરી સમાધિ લેવી કે શું ?

સાર એ છે કે બાળકને આ ઉંમરે યોગ્ય પ્રવૃત્તિની ગોઠવણ કરી ન આપીએ તો તેથી એને

જે નુકસાન થાય છે તેની ભરપાઈ પાછળથી હાઈસ્કૂલ કે કોલેજના શિક્ષણ વખતે તેની પાછળ હજારો રૂપિયા ખરચવાથી પણ થતી નથી.

બાળકોને યોગ્ય એવા ઉદ્યોગો આપવાની સાથે જ તેની વ્યવસ્થા પણ બતાવતા જઈએ. તેના ઉદ્યોગક્ષેત્રની મર્યાદા પણ ચોક્કસ રાખતા જઈએ. તેમાં આપણી સગવડ સચવાય છે એ તો ગૌણ વસ્તુ ગણાય; પણ એથી બાળકનું મન વ્યવસ્થિત, શાંત અને પ્રવૃત્તિમય રહે છે. જ્યારે બાળકે ક્યાં રમવું, શું કરવું, ક્યાં સાધનો લેવાં, ક્યાંથી લેવાં, ક્યાં મૂકવાં વગેરે બધું અનિશ્ચિત હોય છે ત્યારે તેનું મન ગોટાળામાં જ હોય છે–મૂંઝાયેલી સ્થિતિમાં હોય છે. કેમકે ક્યારે આકાશવાણી થશે કે " ત્યાં અડીશ નહિ. ત્યાં શું કામ અડ્યો ? એ શું કામ લીધું ? આ શું કરે છે ? રહેવા દે છે કે નહિ ? " અને ક્યારે વાંસા ઉપર વજ્ર પણ તૂટી પડશે એની તેને ખબર જ હોતી નથી !

માટે આ ઉંમરનાં બાળકો માટે માબાપોએ પહેલું કામ તો એ જ કરવાનું કે ઘરમાં બાળકો માટે ઉદ્યોગભૂમિ નિશ્ચિત કરવી. એને બાળકની રમવાની ઓરડી કહો કે ગમે તે કહો. તે માટે ઓરડી જ જોઈએ એવું નથી; ઓશરીનો એક

ભાગ કે મોટા ઓરડાનો એક ખૂણો પણ ચાલશે. પણ જે જગા હોય તેની કાંઈક મર્યાદા નિશ્ચિત હોવાની જરૂર છે. એમાં પણ જ્યાં જ્યાં ઓરડી જેવું કાઢી આપવાનું શક્ય હોય ત્યાં તો તેમ જ કરવું વધારે સારું; કારણકે ત્યાં મર્યાદાઓ વધારે સ્પષ્ટ રીતે નક્કી થાય છે અને બાળકને પોતાના કામમાં જોઇતી શાંતિ વધારે મળી શકે છે. આવે સ્થળે બહારથી ઓછી દખલ થાય ને બાળક પોતાનું કામ એકાગ્રતાથી કરી શકે.

બીજું કામ બાળકને તેનાં ઉદ્યોગનાં સાધનો પૂરાં પાડવાનું છે. તેના કાગળ, તેની પેનસિલ, તેનું સર્વ કાંઇ જુદું હોય તો બાળક બાપાનું ટેબલ વીંખશે નહિ કે બાના કબાટમાંથી વારેવારે કાતર ને સોય ને એવું એવું લઈને ભાગશે નહિ; એટલું જ નહિ પણ પોતાની વસ્તુઓ વ્યવસ્થિત રાખવાની સંભાળ રાખશે, કારણ અવ્યવસ્થિત રાખવામાં કેટલી મુશ્કેલી પડે છે તેનો તેને અનુભવ થશે. બાપની કે બાની ઉપયોગી વસ્તુને રજા વગર શા માટે ન અડવું તેનું પણ તેને ભાન થશે, કેમકે પોતાની પેનસિલ કોઈ લઈ જાય તો શું થાય તેની તેને ખબર હોય છે.

બેશક બાળકને ઉદ્યોગનાં સાધનો પૂરાં પાડતી વખતે તેની ઉંમરને માટે કેવા ઉદ્યોગો

હોય, તેમ જ આપણા બાળકને તેમાંથી ક્યો ઉદ્યોગ ગમે છે, તે નક્કી કરીને જ સાધનો વસાવવાં જોઈએ. વળી પોતાની વસ્તુઓ કેમ વ્યવસ્થિત રાખવી, કેમ સાફ રાખવી, કેમ વાપરવી, ક્યાં મૂકવી, વગેરે પાઠો આપી બાળકને બતાવવું. તેની ઓરડી પરત્વેના તેમ જ અન્યના ઓરડા એટલે કે બાનો ઓરડો, બાપાનો ઓરડો કે બીજાના ઓરડા પરત્વેના નિયમો તેને આપતા જવું; એથી આપણું કામ તો સરલ થશે જ, પણ મુખ્ય તો બાળકનું કામ સુલભ થશે. તેના મનનું અવ્યવસ્થિતપણું અને મૂંઝવણ પણ ટળશે. તેની પ્રવૃત્તિની સગવડ કરી આપવાથી આપણે તેનું જીવન જેટલું સુખમય કરશું તેટલું તેને માટે લાખોનાં ઘરેણાં ઘડાવવાથી, સેંકડોનાં કપડાં સીવડાવવાથી કે તેને રમકડાં ને ખાવાનું આપવાથી ન જ કરી શકીએ.

ટૂંકમાં-બાળક અડપલાં કરે છે એનો અર્થ તે જીવવા માગે છે. બાળકનું નાકમોં દાબીએ ત્યારે તે શ્વાસ લેવા માટે ફાંફાં મારે તેને જો આપણે અડપલાં કહીએ, તો જ ઉદ્યોગની શોધમાં થતા તેના પ્રયત્નોને અડપલાં કહી શકીએ.

બાળકને ઉદ્યોગ પૂરા પાડીએ એટલે તેને જીવવાની ગોઠવણ કરી આપી કહેવાય; અને

સાચું જીવવું એટલે જ વિકસવું—એટલે જ જીવનસાર્થક્ય.

બાળક માટે જુદા જુદા ઉદ્યોગો હોઈ શકે છે. બાળક સૂપડીસાવરણી લઈ ને વાળે ને સાફસૂફ કરે એ ઉદ્યોગ છે. એમાં બાળક હાથની અમુક હિલચાલ શીખે છે; સાથે સાથે તે ક્રિયાશક્તિનો વપરાશ સાધે છે. બાળક દડો લઈ ને રમે એ પણ ઉદ્યોગ અથવા પ્રવૃત્તિ તો છે જ. નીસરણીએ ચડેઊતરે એ પણ પ્રવૃત્તિ છે. શારીરિક કસરત ને શરીરની છૂટી હિલચાલ ને સમતોલપણું મેળવવા માટે આ બધી પ્રવૃત્તિ કામની છે. બાળક જો ચોપડી લઈ ને વાંચે તોપણ તે બૌદ્ધિક ઉદ્યોગ કરતું હોય છે. બાળક પોતાના ઉદ્યોગમાં છે એમ જ કહી શકાય. આ વખતે તે ભાઈબંધને પાણી લાવી આપે, તે પડી ગયું હોય તો તેની સારવારમાં ને મદદમાં જાય, તે પણ ઉદ્યોગ જ ગણાય. બાળકની તે પ્રવૃત્તિ લાગણી વિષયક પ્રવૃત્તિ કહેવાય.

આ બધાથી જુદી એવી સર્જનાત્મક પ્રવૃત્તિઓ હોય છે. જે ઉદ્યોગ દ્વારા બાળક કાંઈ નવું ઉપજાવે છે તે તેનું સર્જન છે; તેમાં તેણે કાંઈ નવું ઉત્પન્ન કર્યું કહેવાય, જન્મ આપ્યો કહેવાય. પ્રાણીમાત્રની અંદર સર્જનશક્તિ ને વૃત્તિ

પ્રબળપણે વસે છે. મનુષ્ય આ શક્તિનો ઘણો જ સારો એવો ઉપયોગ કરી શકે છે; એટલું જ નહિ પણ તેનો જો સારો ઉપયોગ ન કરે, તેને સર્જનાત્મક પ્રવૃત્તિમાં ન વાપરે, તો તેનો દુરુપયોગ પણ તેટલો જ થઈ શકે છે.

બાળકો મનથી સુદૃઢ બને માટે તેમને તેમનો પુષ્કળ સમય સર્જનાત્મક પ્રવૃત્તિમાં કાઢવા દેવો જોઈએ.

નાનાં બાળકો બે પથરા આમ ગોઠવે, ઉપર કાંઈક મૂકે, બાજુમાં કાંઈક મૂકે, આમ ગોઠવે, તેમ ગોઠવે, ને કહે છેઃ "મેં ઘર બનાવ્યું." બાળક પેનસિલથી લીંટા કાઢે છે; આમ ખેંચે, તેમ ખેંચે, ખૂબ મહેનતથી કાંઈક ચીતરી લાવે છે ને કહે છેઃ "મેં ઘોડો ચીતર્યો; મેં માણસ ચીતર્યું." વગેરે. આ બધું તેને માટે નવું સર્જન છે; અને આપણે શીખવીને કાંઈ કરાવી લેવા કરતાં આ તેના મૌલિક સર્જનની કિંમત ઘણી જ વધારે છે-બલ્કે આ જ ખરી કિંમતી વસ્તુ છે. પેલી આપણે શીખવીને ને બતાવીને કરાવી લીધેલી વસ્તુમાં બાળકનાં આંગળાં થોડાં હાલ્યાં એ સિવાય કશી કિંમત નથી.

આ પછીના પ્રકરણમાં જે કળા અને હાથ-કારીગરી સંબંધમાં લખવામાં આવ્યું છે, તેમાં

માબાપોએ ધ્યાન રાખવાનું કે બાળકનું મૌલિક સર્જન કયું છે. જુદી જુદી કળાનાં સાધનો કેમ વપરાય તે બતાવવાનું જ માત્ર આપણું કામ છે; જેમકે ચિત્રકામમાં પેનસિલ કેમ પકડાય એ બતાવવું, તેમ લીંટા પૂરવાનું બતાવવું જેથી બાળકને પેનસિલ ઉપર કાબૂ આવે. શું ચીતરવું, કેમ ચીતરવું, કયા રંગો પૂરવા વગેરે બધું તેને જ સોંપી દેવું જોઇએ. એ જ નિયમ બીજા બધા ઉદ્યોગોને પણ લાગુ પડે છે.



# હાથકારીગરી અને કળા

બાલજીવનમાં સર્જનાત્મક કળાની પ્રવૃત્તિઓને જેમ આપણે ઘરમાં સ્થાન આપીએ તેમ જ હાથકારીગરીને પણ સ્થાન આપવું જ જોઈએ. અહીં કારીગરીનો મહિમા ગાવાની જરૂર નથી. તેના બીજા અનેક મહત્ત્વના લાભો સાથે માબાપો એક તો લાભ જોશે જ કે બાળકોને ઘરમાં આવી આવી પ્રવૃત્તિઓ પૂરી પાડીએ તો તેઓ નકામાં જ્યાં ત્યાં અડતાં કે જે તે લઈને ઉપાડી જતાં અટકે છે, તેમ જ પ્રવૃત્તિ વગરનાં ન હોવાથી આપણને પજવતાં પણ મટે છે.

બાળકોને માટેની હાથકારીગરીમાં શીવણ, ગૂંથણ, રેંટિયો, રસોઈ, કાગળ કાપવા, સહેલું સુતારીકામ વગેરેને સ્થાન હોય.

## શીવણકામ

શીવણનું કામ સાધારણ રીતે પાંચ વર્ષના બાળકથી શરૂ થઈ શકે છે. શીવણ માટે લૂગડાની બે ત્રણ ઇંચ લાંબી પહોળી કટકીઓ અને બે પાંચ રંગના દોરા તેમ જ મધ્યમ જાડાઈની સોયો એટલા સામાનની જરૂર છે. બાળકને એક કપ-

ડાની કોથળી આપી તેમાં એટલો સામાન આપી દઈએ તો બાળકને ગમે તે વખતે શીવવાનું કામ મળી શકે છે. શીવણમાં સોય પરોવીને ફાંક ભરી બતાવવું. પછી બાળકને પોતાની મેળે સોય ઉપર કાબૂ મેળવવા દેવો. બાળક સાધારણ ઝડપથી સીધા ને સરખા ટાંકા લેવા લાગે ત્યાં સુધી એ કામ તેને કરવા દેવું. પ્રથમ વાંકાચૂંકા ટેભા આવશે; ઘણી જાતનો દોરાનો ગોટાળો થશે. આ વખતે આપણી મદદની તેને જરૂર હોય છે. માટે પહેલાં તો બપોરે કે એવે વખતે કે જ્યારે આપણને તેની મદદે જવાની ફુરસદ હોય ત્યારે શીવણનો વખત રાખવો. બાળકને શોખ થાય ને તે સવારે કરવા બેસે તો ભલે બેસે; પણ મદદ માગવાનો વખત આપણે નક્કી કરી આપવો. ગોટાળાનો ઉકેલ બપોરે જ થાય. એમ રાખવાથી આપણી ને બાળકની બંનેની સગવડ સચવાય છે.

બાળકો લૂગડા ઉપર જુદા જુદા રંગના દોરાથી સાદા ફાંક ભરીને પણ જુદું જુદું ભરત-કામ કરે છે. ભરતના નમૂના બાળકને સૂઝે તેવા કરવા દેવા. આપણે આજે જે ગતાનુગતિક નમૂના કરીએ છીએ તેના કરતાં તેઓ નવા નવા નમૂના ઉત્પન્ન કરી શીવણમાં મૌલિક ફાળો આપતાં દેખાશે.

સાદા ફાંક પછી આગળના ટાંકા બતાવાય જેમકે ઓટણ, બખિયા, સાંકળ તથા ભરતના બીજા ટાંકા. એક નવો ટાંકો બતાવ્યા પછી તેને સાધ્ય કરી લેવા માટે બાળકને છૂટું મૂકવું. જરૂર જણાય ત્યારે ત્યારે આપણે શીવીને બતાવવું.

એક બાજુએ જુદા ટાંકા કેમ લેવાય તે બતાવીએ. તેમ જ લૂગડું વાળીને શીવવું કે બે કટકા એકબીજાને કેમ સાંધવા વગેરે બાબતો પણ તેને બતાવી શકાય.

બાળકોના શીવણમાં એટલું જ ધ્યાનમાં રાખવાનું કે શરૂઆતથી જ ઘાઘરી કે કોથળી કે રૂમાલ કે એવી કોઈ વસ્તુ બનાવવાનો લોભ રાખવાનો નથી. તે વસ્તુ બનાવવામાં જે જે શીવણના પ્રકારો આવે છે તે છૂટા કટકા ઉપર બાળકો શીખે ને વારંવારના પુનરાવર્તનથી પાકું કરે. પછી વખત આવે ઉપયોગી શીવણ શીવતાં વાર નહિ લાગે.

## ગૂંથણ

ગૂંથણમાં બહુ નાનાં બાળક કામ કરી શકતાં નથી. તે જરા મોટી ઉંમરે એટલે આઠ દસ વરસની ઉંમરે બતાવવું. તેમાંયે પ્રારંભમાં પોતાને ફાવે તે બનાવવાની છૂટ રાખી શકાય. નાનપણમાં

એક સોયાના ગૂંથણમાં અમુક રીતે ગૂંથતાં ગૂંથતાં ટોપીના આકારનું કાંઈક બનાવેલું મને યાદ આવે છે. એને અમે સિપાઈની ટોપી કહેતાં અને તે નાના બાબલાને પહેરાવતાં. મારી ઘણી સખી-ઓને આ મારી શોધનો મેં લાભ આપેલો સાંભરે છે. એક સોયાનું ને બે સોયાનું ઊનનું ગૂંથણુ સાચે જ ઉપયોગી છે, ને નાની ઉંમરે છોકરા છોકરીઓ શીખી લે તો ગમ્મત સાથે એક ઉપ-યોગી હુન્નર ઘરમાં ચાલે.

શીવણગૂંથણ એ માત્ર છોકરીઓને શીખ-વાય ને છોકરાઓને નહિ, એવું રાખવાની તો જરૂર નથી જ. પણ કાંઈક અંશે બંનેને શીખ-વવાનો આગ્રહ રાખીએ તો ખોટું નથી.

બાળકને આ કામમાં મજા ન જ પડતી હોય તો તેને પ્રારંભના ઉદ્યોગમાંથી બાદ કરી શકાય, અને આગળ ઉપર પોતાને જરૂરી ઉદ્યોગ તરીકે જરૂરી ભાગ તેને શીખવી શકાય.

## રેંટિયો

શીવણ જેટલી જ ઉપયોગી અને હુન્નર તરીકે ઉચ્ચ સ્થાન ભોગવતી રેંટિયાની હાથ-કારીગરી છે.

બરાબર ચાલતો રેંટિયો અને પૂણીઓ

એટલાં જ એનાં સાધનો છે. આપણે બાળકને કાંતી બતાવીએ અને પછી બાળકને તાર કાઢવાની મહેનત કરવા દઈએ.

એક વાર સૂતર નીકળવા લાગે એટલે તો બાળકો હર્ષથી ઘેલાં થઈ જાય છે. પછી તો સાધનો વધારે સારાં કરતા જઈ સૂતરનો આંક, સમાનતા, વગેરે તરફ તેમનું ધ્યાન ખેંચી આ હુન્નર તેઓ સફાઈની પરાકાષ્ટાએ લઈ જાય તેવી ગોઠવણ કરતા જવાની છે. એમાં સ્વભાવભેદે બાળક જુદી જુદી દિશામાં વિકાસ બતાવશે. જેમકે કોઈ જથ્થાબંધ સૂતર કાઢવામાં આનંદ લેશે, કોઈ ઝીણું ને સુંદર કાંતવાનો પ્રયત્ન કરશે, કોઈ રેંટિયો સમો કરવા-કરાવવામાં મજા લેશે, વગેરે. આ ઉંમરે તેમના અંદરના વલણ પ્રમાણે જ તેમને વિકસવા દેવાં. આ વખતની રેંટિયાપ્રવૃત્તિનો ઉદ્દેશ જાતે કાંતીને પોતાનાં કપડાં ઉત્પન્ન કરવાનો નથી, પણ બાળકની વિકસતી શક્તિને પ્રવૃત્તિ આપવાનો છે. આથી કપડાં ઉત્પન્ન કરવા માટે જે જાતની ગમતી-નહિ ગમતી બધી માહિતી લઈ જ લેવી જોઈએ એવી એમાં જરૂર નથી. આટલા પૂર્વ પરિચય પછી બાર પંદર વરસની ઉંમરે અત્યારે અઘરાં કે ઓછાં રસિક લાગતાં કામો શીખી લેતાં તેમને વાર લાગશે નહિ.

બાળકો માટે રેંટિયો દાખલ કરીએ તો તેને બરાબર ચાલતો રાખવાનું ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. રેંટિયામાં ઘડીમાં માળ તૂટે કે ઢીલી થાય, ઘડીમાં ત્રાકને કાંઈક થાય કે ઘડીક પૂણીમાં કાંઈ વાંધો આવે, એવાં એવાં કાચાંપોચાં સાધનોથી કાંતવાનો શોખ જાગવાને બદલે ઊલટો કંટાળો માત્ર ઉત્પન્ન થાય છે. માટે ઓછામાં ઓછો ગોટાળો થાય એવી જાતનો રેંટિયો વસાવી તેને આપણે હમેશાં તૈયાર સ્થિતિમાં રાખવો જોઇએ. આવું બધું ન થઈ શકતું હોય તો તકલી જ વસાવવી. એને વધારે જગા જોઇતી નથી, એમાં ઘણાં સાધનો નથી, ઘણી ખટપટ નથી. એ પણ સુંદર સાધન છે. માત્ર રેંટિયાના ગુંજનમાં બાળકોને જે ગમ્મત આવે છે તે પ્રારંભમાં આમાં આવતી નથી.

રેંટિયાકામ સાથે જ તેની વ્યવસ્થા દાખલ કરવાનું ભૂલવું નહિ. રેંટિયાને તેલ પૂરવું, રેંટિયો કપડાથી લૂછી નાખવો, તૈયાર સૂતર ક્યાં ને કેવી રીતે રાખવું, કચરો ક્યાં નાખવો, વગેરે બધી બાબતો પહેલેથી જ બરાબર બતાવવી ને વ્યવસ્થાથી તે થાય તે જોવું.

## રસોઇ

રસોઈ શિક્ષણની બાબતમાં આપણી સામાન્ય પદ્ધતિ એ છે કે પહેલાં એટલે કે બાળક કાંઈક નાનું હોય ત્યારે તે રસોડામાં આવવા માગતું હોય, હોંશે હોંશે બતાવેલું કામ કરતું હોય, તે વખતે આપણે તેને રસોડામાંથી કાઢી મૂકીએ છીએ. આપણે એમ માનીએ છીએ કે આટલી નાની ઉંમરે બાળકને આવું કામ આવડવાનું જ નથી. બીજું આપણે એમ પણ માનીએ છીએ કે રસોઈનું કામ દેવતા સાથે હોઈ નાની ઉંમરે બાળકને ચૂલા પાસે ન જ આવવા દેવાય, કારણ તેમાં જોખમ છે. પણ ખરું કારણ તો એ હોય છે કે આ ઉંમરના બાળકના ઉમંગને આપણે પોષી શકતાં નથી, તેમ તેને માફકનું કામ બાળકને સોંપી તેની મદદ આપણે લઈ શકતાં નથી. ઊલટું બાળક આપણને શી મદદ કરી શકે એમ માનીને આપણા કામમાં તે આડું આવતું મટે એમ ઇચ્છીએ છીએ.

ખાવુંપીવું એ આપણી પ્રથમ જરૂરિયાત છે, ને તેને લગતું કામકાજ દરેક મનુષ્યને આવડવું જ જોઈએ. ત્રણ ચાર વર્ષનું બાળક રસોડામાં સારી રીતે ઘણાં કામો કરી શકે છે. એ

અઢી વર્ષના બાળકને પણ સફાઇથી છરી વાપરી બટેટાં સુધરતાં મેં જોયું છે.

ત્રણ ચાર વર્ષની ઉંમરે આ કામની હોંશ તો ઘણાં ખરાં બાળકોમાં દેખાય છે. તેમને તે કરવાની તક આપણે આપવી જોઈએ. જેમ બીજા બધાંમાં તેમ આમાં ઘણુ નવું કામ ધીમેથી દરેક ક્રિયા છૂટી પાડીને ને ચીપીને કરી બતાવવું જોઈએ. તે પછી બાળકને ઠીક પડે ત્યાં સુધી તેનું પુનરાવર્તન પોતે કરે.

રસોઈને અંગે અનેક નાનાંમોટાં કામો હોય છે; તેમાં બાળક કરી શકે તેવાં કામો છૂટાં પાડીને તેને સોંપવાં. આપણે ધ્યાનમાં એ રાખવાનું કે બાળક આપણી સાથે કામ કરવા આવ્યું નથી પણ શીખવા આવ્યું છે. કામ છૂટું પાડીને આ રીતે બાળકને આપી શકાય: જેમકે સાંડસીથી વાસણ ઉપાડવું એ રસોડાનાં કામોમાંનું એક કામ છે. તો બાળકને સાંડસી ને થોડાં વાસણો સોંપી દેવાં. સાંડસીથી વાસણ પકડીને બાળક ઉપાડે, એક જગાએથી બીજી જગાએ લઈ જાય, અંદર બટેટાં, ચોખા વગેરે સૂકી વસ્તુઓ મૂકીને લઈ જાય લાવે, પાણી જેવા પ્રવાહી પદાર્થો મૂકીને લાવે, વગેરે ક્રિયા તે આપણા કામથી સ્વતંત્ર રહીને શીખે, જેથી આગળ ઉપર રસો-

ઈનાં વાસણો આમતેમ ફેરવતી વખતે તેને તે શીખવાની જરૂર ન રહે. સાંડસી ને નાનાં મોટાં વાસણો બાળકને આ ઉંમરે અત્યંત આકર્ષક સાધન થઈ પડે છે. જેમ જેમ બાળકને ઉપાડવાની ને ઉપાડીને ફેરવવાની ક્રિયા સાધ્ય થતી જાય તેમ તેમ પછીથી તેને વાસણ મૂકવા કરવાની સફાઈ બતાવવી. જરાયે ખખડાટ થયા વગર વાસણ કેમ મૂકાય, કામ પૂરું થઈ રહે ત્યારે વાસણ ક્યાં મૂકાય, સાંડસી તેની જગાએ જ મૂકાય, વગેરે બાબતો બતાવીએ તો બાળક જરૂર ગ્રહણ કરે છે. ચીપિયાથી કોલસા ઉપાડવા, સગડીમાં ભરવા, સગડીમાંથી નીચે મૂકવા વગેરે ક્રિયાઓ પણ એ જ જાતની છે.

પ્રત્યક્ષ રસોઈમાં પૂરી કે રોટલી વણવાના કામથી શરૂઆત ઠીક થાય છે. બાળકને થોડો લોટ, પાટલી ને વેલણ આપી તેને વણવાની કળા હાથ કરી લેવા છૂટું મૂકવું. વારંવાર આપણે ટોકીએ તો કામ વધારે બગડે. બાળકે વણેલી રોટલી સારી રીતે શેકીને બધાંએ પૂર્ણ માનથી ખાવી. રસોડામાં કામ કરવા આવતા પહેલાં હાથ ધોઈને જ બાળક આવે એવો નિયમ રાખવો જોઈએ. પછી આસ્તે આસ્તે રોટલી લોઢી ઉપર નાખે કે ઉથલાવે, વગેરે આપણી સાથે રહીને

પ્રત્યક્ષ ચૂલા પાસેનાં નાનાં નાનાં કામો પણ તે કરે, તેવી તેને છૂટ આપવી.

રસોઈ વખતે પહેરવાનો પોશાક જુદો રાખીએ તો સારું. ગોઠણ સુધીની એક ચડ્ડી અને પોલકું અથવા ઝબલું ઠીક છે. ઝબલું કે પહેરણ હોય તો તે ચડ્ડીની અંદર બાંધી દેવું. પહેરણની બાંય બાળકોને હમેશાં ટૂંકી જ ફાવે છે. પણ લાંબી હોય તો ઉપર ચડાવી દઈને બાળક કામે લાગે.

બાળકો જરા મોટાં હોય તો કોઈ કોઈ વાર રસોડું તેમને સોંપીને આપણે આગળ પાછળ રહેવું. તે દિવસે બાળકોનો સ્વયંપાક હોય. રસોઈમાં શું રાંધવું, તેમાં કઈ કઈ વસ્તુઓ આવે, વગેરે સલાહ આપણે આપવી; તેમ જ તેઓ માગે અથવા આપણને જરૂર લાગે ત્યારે તેમની મદદમાં આપણે જવું.

માબાપો કહેશેઃ " આટલું બધું કરવા અમારે વખત ક્યાંથી કાઢવો ? " ખરી રીતે આમાં વખત કરતાં થોડીએક ચાલાકી વાપરીએ તો બાળકને લાભ થાય ને આપણને પણ સરલતા થાય. કામ ન મળવાથી બાળકો રાંધનારી માતાને શું ઓછાં પજવે છે ? રીતસર સોંપેલું કામ ન હોવાથી બાળક દાળ ને ચોખા ભેગાં કરે, કે એવું એવું

રસોડામાં બીજું કાંઈ ઓછું કરે છે? દરેક વખતે દરેક મામલો સ્વતંત્ર રીતે પતાવવામાં કાંઈ ઓછો વખત જાય છે? આપણે આપણાં કામો કર્યાં કરવાં ને ત્યાં જ એક બાજુએ બાળકને તેને માફક હોય એવું કામ સોંપવું. તેમાં થોડી બુદ્ધિ વાપરીએ તો તેનું કામ પણ આપણી મદદમાં આવી શકે. જેમકે બાળકને લોટ ચાળવાનું કામ સોંપવું હોય તો તે જ દિવસની રોટલીનો લોટ આપીએ તો કામ ન આવે, કેમકે બાળક તેની ગતિએ કામ કરશે. તે દિવસનો લોટ આપણે ચાળી લઈએ ને તેને બીજા દિવસ માટેનું ચાળ-વાનું આપીએ તો બીજે દિવસે તેનો ચાળેલો લોટ જરૂર આપણને મળે. બાળક ચાળતાં ઢોળે તે ન ફાવે એમ કહીને તેને ચાળવા જ ન દેવું એમ નહિ; પણ નીચે મોટો કાગળ પાથરવો કે લૂગડું પાથરવું ને તે ઉપર જરા મોટી થાળી મૂકવી. આવી નાની નાની યુક્તિઓથી તેનું કામ સુલભ થાય ને આપણને ઉપયોગી પણ થાય એવું કરી શકાએ. દાળચોખા વીણવાં, શાક સુધારવું, ભાજી વીણવી, મોઢું કે ચટણી વાટવી, ખાંડવું, વગેરે કામોમાં પણ બાળક આપણને સીધી મદદ આપી શકે છે. પણ બાળકની મદદ બાળકની શક્તિ પ્રમાણેની જ હોય. મદદ લેવા જતાં આપણે

વખ્તારે પડતી મદદ લેવાની આશા તો ન જ રાખીએ.

શીવણુની જેમ રસોઇમાં પણુ કહેવું પડે છે કે છોકરા–છોકરીઓનો ભેદ આ કામ પરત્વે ન જ હોય. કામ બાળકના શોખ પ્રમાણે હોય; તેમાં સામાજિક બંધન ન હોય. કોઇ ઘરમાં એમ પણુ દેખાય કે દીકરો ચટણી વાટે ને દીકરી ચોપડી વાંચે અથવા બાગમાં ઝાડને પાણી પાય. બેઉ પોતાના શોખથી એમ કરતાં હોય તો તેમાં જરાયે ખોટું નથી.

### કાગળ કાતરવા

કાગળ કાતરવાનો ઉદ્યોગ ફુરસદને વખતે સારો છે. બાળકને એ શોખ હોય તો ભલે તેમાં આગળ વધે. કાગળ કાપવા માટે સારી નાની કાતર હોય તો પાંચ છ વરસનાં બાળકો શોખથી એ કામ કરતાં દેખાય છે. કેટલાંએક તો તેથીયે નાની ઉંમરે આ શોખ ધરાવતાં દેખાય છે.

કાગળ કાપવામાં કોઇવાર એકદમ ફૂલો કાપવાનું કે એવું બાળકને પ્રથમ બતાવવું નહિ. કાપવામાં પહેલું કામ તો કાતર ઉપર કાબૂ મેળવવાનું છે. માટે કાગળનો ઢગલો, કાતર ને કચરો નાખવાની ટોપલી એટલાં સાધનો બાળક આગળ

મૂકી આપણે ખસી જવું.

આસ્તે આસ્તે બાળક હેતુપુરઃસર કાપવા તરફ વળશે. તે વખતે જાહેરાતોનાં ચિત્રો બરાબર કાપી લેવાનો ઉદ્યોગ સારો છે. અત્યાર સુધી કાતર જેમ ગમે તેમ ચાલતી હતી તેને બદલે ચિત્રની ફરતી કોર જ કાપી લેવામાં કાતર ઉપર ખૂબ સંયમ વાપરવો પડે છે. આવાં કાપેલાં ચિત્રો નોટમાં ચોડીને તેનું આલ્બમ બનાવવાનું બાળકને બતાવવું. ચિત્રમાં તેની પોતાની જ પસંદગી થવા દેવી.

ત્યાર પછી જુદા જુદા આકારો, કોતરણી વગેરે ઉપર બાળક જશે. પોતાની મેળે ન જાય તો એકાદ વાર બતાવીએ. પણ તે તરફ પોતાની બુદ્ધિથી આગળ ન વધે તો આગ્રહ છોડી દેવો. જેઓ વધે તેમને તેમની દિશામાં વધવા દેવાં. કામની સફાઈ તરફ ધ્યાન ખેંચવું.

આ ઉદ્યોગ બાળકોને કલાકોના કલાકો સુધી રોકી રાખે છે.

### ઘરમાં ચિત્રકામ

લગભગ પાંચ વરસનાં અને તેથી મોટાં બાળકો માટે ચિત્રકામનો ઉદ્યોગ બહુ જ માફક છે. ઘણાં ખરાં બાળકો આ ઉંમરે ચિત્રકામનો

શોખ ધરાવે છે; જો કે એમાંનાં બધાં બાળકો ચિત્રકાર થવા સરજાયેલાં હોય છે એવું નથી.

પ્રારંભનું ચિત્રકામ જેમ ચિત્રકામની શરૂઆત છે, તેમ જ લેખનની પણ શરૂઆત છે. હાથમાં પેનસિલ કે કલમ લઈ તેને વાપરવાની છૂટ મેળવવી એ લેખનનું પહેલું પગથિયું હોવાથી આ ચિત્રકામ બાળકના હાથને લેખન માટે પણ તૈયાર કરે છે.

ચિત્રકામ માટે બાળકને નીચેનાં સાધનો પૂરાં પાડવાં: કોરા કાગળોની નાની નાની નોટો, રંગીન પેનસિલોનું એક ડઝન, એક નાનું ટેબલ અથવા બાજોઠ, અને એક નાનું આસન. બાળક પોતે અણી કાઢે તેવું હોય તો તેને એક ચપ્પુ આપવું, નહિ તો આપણે તેને જરૂર પડે ત્યારે ત્યારે અણી કાઢી આપવી. કાગળપેનસિલ પૂરાં પાડવાનું આપણી શક્તિની બહારનું લાગે તો પાટી અને પથ્થરપેનથી કામ લેવું.

છેક શરૂઆતના ચિત્રકામ માટે શક્ય હોય ત્યાં માબાપો મોન્ટીસોરી પદ્ધતિમાં વપરાય છે તેવી ભૌમિતિક લોઢાની આકૃતિઓ વસાવી લે તો ખોટું નથી. એમ નહિ તો વાટકી, બંગડી, ડબ્બાનાં ઢાંકણાં, વગેરેની મદદથી બાળક આકૃતિ દોરે તેમ બતાવવું. મહેનતુ ને કારીગર માબાપો

જાડા સ્ટ્રૉબોર્ડ ( પૂંઠાની )ની આકૃતિઓ ઘરમાં જ બનાવી કાઢે તો તે પણ સહેલું છે. આકૃતિ વગર આરંભનું ચિત્રકામ ફિક્કું પડે છે.

આકૃતિની મદદથી ગોળ, ત્રિકોણ, પંચકોણ વગેરેનાં ચિત્રો પાડતાં બાળકને આવડે એટલે તેમાં છૂટે હાથે લીટા પૂરવાનું બતાવવું.

લીટા પૂરવા એટલે આકૃતિની એક બાજુની રેખા ઉપરથી બીજી બાજુની રેખા સુધી લીટીઓ ખેંચી ખેંચી આખી આકૃતિ રંગીન લીટીઓથી ભરી દેવી. આમ જ્યારે લીંટા છેક પાસે અને સમાન્તર દોરાશે ત્યારે આકૃતિમાં પૂરેલો રંગ સુંદર દેખાશે. બાળક ઘણી વાર લીટા કાઢવાને બદલે આકૃતિમાં લીંટોડા કરે છે, અથવા પેનસિલ ઘસે છે, ને ઘસી ઘસીને રંગનું ધાબું કરે છે; તેનું નામ લીટા પૂર્યા કહેવાય નહિ. માબાપ આ વાત બરાબર ધ્યાનમાં રાખે. અને તો મોન્ટીસોરી શાળામાંથી લીટા પૂરવાના નમૂના મંગાવી લે.

કયા રંગની પેનસિલથી આકૃતિ પાડવી, અને અંદર કયા રંગથી લીટા પૂરવા વગેરે બાળકની મુનસફી ઉપર રાખવું. આરંભમાં બાળકને એક બે જ પેનસિલો આપી પછી વધારે રંગો ઉમેરતાં જઇએ તો પણ સારું. પેનસિલના લીટા સમાંતર અને પાસે પાસે તેમ જ છૂટથી કાઢતાં આવડયાં

પછી બાળકને કાગળ અને પેનસિલ સાથે છૂટું મૂકી દેવું.

બાળક આકૃતિઓની મદદથી જાતજાતની ઘટનાઓ રચતું દેખાશે. સ્વતંત્ર રીતે પણ તેની આસપાસની દુનિયામાંથી ઘણું તેની પોતાની શક્તિ અનુસાર ચિત્રમાં ઊતરતું જશે. તે કેમ આગળ વધે છે તે આપણે જોવાનું જ બાકી રહે છે.

ચિત્રમાં બાળકની ભૂલ કદી પણ કાઢવી નહિ. તેનું દુનિયાનું અવલોકન જેમ જેમ આગળ વધતું જશે, તથા તેનો હાથ જેમ જેમ કેળવાતો જશે તેમ તેમ તે પોતાનાં ચિત્રામાં પોતે જ સુધારા કરશે.

બીજું, બાળકે સુંદર ચિત્ર કાઢ્યું હોય તો તેનાં ખાસ વખાણ કરવા બેસવું નહિ. આવનાર-જનારને બતાવી બતાવી તેનું અનહદ પ્રદર્શન કરવાની પણ જરૂર નથી; તેમ જ ચિત્ર સારું ન હોય તો તે વખોડવાનું પણ આપણું કામ નથી. બીજાં બાળકો તેનાથી વધારે સારું કરતાં હોય તો તે બતાવી તેને ભોંઠું પાડવાની કે શરમાવવાની કે પાનો ચડાવવાની જરૂર નથી.

હા; બાળકો બીજા નાનામોટાઓનાં ચિત્રો જુએ તે ઠીક છે. પણ તેમ તેને કાઢતાં ન આવડે તે માટે આપણે ફિકર રાખવી નહિ. ને બાળકને

પણ ફિકરમાં નાખવું નહિ. બાળકને સાધનો પૂરાં પાડયાં પછી તેનામાં ચિત્રકારનો જીવ હશે તો તે આગળ વધશે, ને નહિ હોય તો તે છોડી આગળ બીજી દિશામાં ચાલ્યું જશે; ને સાધનો સાપે ઉતારેલી કાંચળીની પેઠે ત્યાં જ પડી રહેશે. ને પડયાં રહે તેને માટે શોક પણ ન જ હોય; કારણ બિનજરૂરી વસ્તુ બાળક છોડી દે એ જ યોગ્ય છે. વસ્તુની કિંમત તેના ઉપયોગમાં છે; ઉપયોગી ન હોય તો મફતનો ભાર શા સારુ વેંઢારવો ?

ત્રીજું, આપણે બાળકને ખાસ શીખવવા બેસવાની પણ જરૂર નથી. આપણને જો ચિત્ર-કામ આવડતું હોય તો આપણે તેની સાથે બેસીને ચિત્રો કાઢીએ ને તેને આપીએ. આપ-ણને ન આવડતાં હોય તો બીજાનાં ચિત્રો મેળવીને તેને જોવા આપીએ.

આરંભમાં માત્ર પેનસિલ કેમ પકડાય, આકૃતિ ફરતી પેનસિલથી આકૃતિ કેમ દોરાય, લીટી કેમ દોરાય, તેટલું જ બતાવવાની જરૂર છે. પછી તો બાળકે પોતાની મેળે જ આગળ વધવાનું છે.

આગળ વધવાને માટે બે વસ્તુઓ મદદરૂપ થાય છેઃ એક કુદરત વચ્ચે ફરીને ઝાડ, પાન, ફૂલ, પક્ષીઓ, પ્રાણીઓ વગેરે જોવાં, અને બીજું

ચિત્રો જોવાં.

કુદરતમાં ફરવા માટે બાળકને ગામબહાર વાડીઓમાં, ખેતરોમાં, બાગબગીચાઓમાં, તળાવ કે નદીકાંઠે, સૂર્યોદય, સૂર્યાસ્ત કે ચાંદનીમાં ફરવા લઈ જવું.

ચિત્રો થોડાં ઘરમાં વસાવી શકાય તો વસાવવાં; ગામમાં ક્યાં ય ચિત્રસંગ્રહ હોય તો ત્યાં લઈ જઈને બતાવવાં. એમાં એટલું જ ધ્યાનમાં રાખવાનું કે ચિત્રો બાળકની કક્ષાનાં હોવાં જોઈએ. બાળકની દુનિયાના વિષયનાં હોવાં જોઈએ. ચિત્ર સાદું હોય તો વાંધો નહિ, પણ અશ્લિલ, અસંસ્કારી કે સુરુચિવિઘાતક ન જ હોય. બાળકો જે ચિત્રો કાઢે તે સંગ્રહવાં, તેના પર બને તો રોજની તારીખો નાખવી. બાળક દિન પ્રતિદિન આગળ કેમ વધતું જાય છે તે તેમાંથી જોવાનું મળશે. મહિને દહાડે કે જ્યારે જરા વધારે અવકાશ મળે ત્યારે ચિત્રો એકઠાં કરી તેને તારીખવાર ગોઠવી તેનું આલબમ કરવું. પાછળથી બાળકની પ્રગતિ જોવાનું આલબમ ભારે કિંમતી સાધન થશે. માનસઅભ્યાસની દૃષ્ટિએ તો એક એક ચિત્ર મહામૂલ્ય છે જ. બાળકમાં રસ લેતા થવાનું આ એક ઉત્તમ સાધન છે.

## માટીકામ

બાળકોને ગારાનું કંઈ ને કંઈ કરવાનું કેટલું બધું પ્રિય છે તે માબાપો જ કહી શકે છે. પરંતુ હેતુ અથવા કાંઈ પણ ધારણા વિના માત્ર વખત કાઢવા માટે જ બાળકો ગારો ચૂંથ્યા કરે એમાં કશો લાભ હોતો નથી. વળી ગારાની રમત સાથે અંગસ્વચ્છતાનું ભાન ન હોય ને બાળકોમાં ગંદકી પરત્વે બેદરકારી આવે તો તે પણ કામનું નથી. બાળકોની ધૂળ–ગારાની રમતમાં માબાપોએ આ બે વાતનું ખાસ ધ્યાન રાખવાનું છે.

એક તો ધૂળ અગર માટી વડે બાળકો કંઈ ને કંઈ વાટ અગર આકાર બનાવવાના પ્રયત્નમાં છે કે નહિ તે જોવું જોઈએ. જો કાંઈ કરવાને બદલે બાળક કેવળ ગારો ચૂંથતું જ હોય તો આપણે તેને તેમાંથી ઉઠાડી લઈએ. કામ કરતાં કરતાં એકબીજા ઉપર ધૂળ ઉડાડવી, માથામાં નાખવી, મોંમાં નાખવી વગેરે રમતે બાળક ચડી જતું દેખાય, તો શાંતિથી તેને ત્યાંથી ઉપાડી લેવું. વળી ધૂળમાં કામ કરવાની છૂટ એટલે કે અસ્વચ્છ અને ગંદા રહેવાની છૂટ એવો અર્થ ન જ હોઈ શકે. બાળક ધૂળમાં કામ કરવા જાય અથવા માટીકામ કરવા બેસે ત્યારે કપડાં મેલાં ન થાય તેમ સંભાળથી

સંકોરીને, કચ્છોટો મારીને અથવા આગળના ભાગમાં એકાદ રૂમાલ બાંધીને બેસે; તેમ જ કામ પૂરું થતાં જ હાથપગ વગેરે ધોઈ નાખે, કપડાં બગડયાં હોય તો બદલી નાખે ને સાફસૂફ થઈ જાય, તેવો રિવાજ પહેલેથી જ દાખલ કરવો.

આગળ કહ્યું તેમ માટીકામ, ચિત્રકામ, રેંટિયો વગેરે બધી સર્જનાત્મક પ્રવૃત્તિઓ કહેવાય છે. બાળકને કાંઈક સૂઝે ને તે મુજબ તે ઉપજાવી કાઢે એમાં જ એના કામની ખરી કિંમત છે. બાળક માટીનો પીંડો લઈ કાંઈ આકાર કરે ને તે આકારને તે ગાય કરી એમ કહે. તો તેવા ગાયના ઘાટને જ સાચા સર્જનની કિંમત છે; ભલે બનેલો ઘાટ અધૂરો, અસ્પષ્ટ કે કઘાટીલો હોય. તેને બદલે આપણે શીખવીને અથવા મદદ આપીને બાળક પાસેથી ઘાટીલી એવી સુંદર ગાય કરાવી લઈએ તો દેખાવમાં તે વધારે સારી દેખાતી હોય છતાં તેમાં બાળકનું પોતાનું સર્જન ન હોવાથી તેની કિંમત થોડી જ છે; માત્ર અનુકરણની કિંમત છે. માટે બાળકોને આવાં કામોમાં તે તે કામનાં સાધનો આપી સાધનોનો વપરાશ બતાવી પછી છૂટાં મૂકવાં ને બાળક એમાંથી શું શું ઘડી કાઢે છે તે જોતાં રહેવું. વધારે વખત ને હોંશ હોય તો તેની હમેશાં નોંધ રાખતા રહેવું. દિવસે દિવસે તેની

કરામત વધારે સુધરતી જાય છે કે નહિ, બાળક નવા નવા ઘાટો ઉપજાવે છે કે નહિ, વગેરે સઘળું જોતા રહેવું.

વળી આપણને માટીનું કાંઈ ઘડતાં કે બનાવતાં આવડતું હોય તો આપણે બાળકો સાથે કોઇ કોઈ વાર કામ કરવા બેસી જઇએ ને પૂર્ણ સફાઇથી સરસ કામ કરીને બતાવીએ. સ્વચ્છતા, સુઘડતા વગેરે પ્રત્યે આપણા કામમાં જરાયે બેદરકારી ન હોવી જોઇએ. ઊલટું એ દૃષ્ટિએ આપણું કામ દાખલારૂપ હોય. માટીકામ પછી હાથ ધોવાનું બાળકને કહીએ ને આપણે ગારાવાળા હાથ ઝાટકીને કે ઘસીને સાફ કરીએ અથવા આપણા લૂગડાથી લૂછી નાખીએ, તો બાળકને ઊંધો પાઠ આપ્યો કહેવાય.

માટીકામમાં બે ત્રણ કામનો સમાવેશ થઇ શકે છે, પહેલું તો કુંભારકામ. માબાપો ઘરમાં સ્વતંત્ર રીતે અથવા શેરીનાં પાંચ દશ ઘરો સાથે મળીને એક જગાએ બને તો રીતસર કુંભારનો ચાકડો દાખલ કરે તોપણ ખોટું નથી. બીજું પલાળેલી માટીનાં રમકડાં કરવાં કે ઇંટો પાડવી ને પકાવવી, તેનાથી ઘર–ઝૂંપડાં બાંધવું, વગેરે ઉદ્યોગો પણ સારા છે. ચૂલાને માટે જે રીતે માટી કેળવે છે તેવી કેળવેલી માટી, અથવા શાળામાં

વપરાતી પ્લાસ્ટીસીન જેવી રંગીન માટી મળે છે તે, આ કામ માટે વાપરી શકાય. ઘરના માટીકામમાં લીંપવું, ચૂલો તથા કોઠીઓ વગેરે ઘરગથ્થુ ઘાટો બનાવવાનો સમાવેશ થઈ શકે છે. છોકરાઓ પણ લીંપવાગૂંપવામાં જોડાય તો 'છોકરો થઈને આવું કર્યા કરે છે!' એમ કહેવું નહિ પણ કરવા દેવું. આગળના વખતમાં ઘરમાં સ્ત્રીઓ પસ્તીના કાગળો પલાળીને ખાંડીને તેની ટોપલીઓ ને એવા ઘાટો કરતી, તેનો પણ બાળકને રમકડાં બનાવવામાં ઉપયોગ કરવા દેવો. દરેક માબાપે પોતાની પરિસ્થિતિમાં શું સગવડભર્યું છે તે જોઈને સાધનો વસાવવાં. મુંબઈ જેવા શહેરમાં પ્લાસ્ટીસીન જેવી માટી જ ઠીક પડે, જ્યારે ગામડામાં ત્યાં માફક આવે એવાં સાધનો ઊભાં કરી શકાય.

# કુદરતનો પરિચય

બાળકોને કુદરતનો પરિચય અમૂલ્ય શિક્ષણ છે. કુદરત સૌંદર્ય અને જ્ઞાનની ખાણ છે. પ્રવાસ દ્વારા, બાગકામ દ્વારા અને પ્રાણીઉછેર દ્વારા આ ખાણ આપણે તેમને બતાવી શકીએ. બાળકો વગર કહ્યે માતાના જેવી કુદરતને ખોળે આળોટશે, તેને નીરખશે ને તેના કેટલાયે ભેદો જાણશે, એટલે તેઓ જ્ઞાન અને વિજ્ઞાનને માર્ગે જતાં થશે. કુદરતને ખોળે જ તેમની કલાવૃત્તિ તંદુરસ્ત દિશામાં પોષાશે; અને તેના ઉપર આ જગતની અનંત મહત્તાની છાપ પણ પડશે. આ દૃષ્ટિએ બાળકો માટેની નીચે લખી પ્રવૃત્તિઓ માબાપોએ હાથ ધરવા જેવી છે.

## ( ૧ ) પ્રવાસ

### શહેર જોવું

પોતાનાં બાળકોને ફરવા લઈ જનાર માબાપો વિરલાં છે; કારણકે શ્રીમંત માબાપો એ કામ નોકરચાકરને સોંપી દેતાં હશે, અને ગરીબ માબાપો નોકરચાકરને અભાવે ફરવા જવાનું બંધ રાખતાં

હશે. છતાં મુંબઈ જેવાં શહેરોમાં (વસ્તીના પ્રમાણમાં કાંઈ નહિ તો પણ) ઘણાં માબાપોને બાળકોને લઈને ફરવા નીકળતાં જોઈશું. પણ એ લોકો મોટે ભાગે બાળકોની દષ્ટિએ ફરવા નીકળેલાં હોતાં નથી. પણ બાળકોને સાથે લઈને નીકળેલાં હોય છે. બાળકો મોટાંઓ સાથે જાય છે ત્યારે મોટાંઓ ગાડી કે મોટર અમુક જગાએ ઊભા રાખે છે: પછી બાળકો જરાતરા આમતેમ ફરે છે, અથવા ગાડીમાં જ બેસી રહે છે, અથવા માબાપોની સાથે સાથે ફરે છે.

આ જાતના ફરવા દરમિયાન બાળકોને રેતીમાં ખૂબાખૂબ રમવાનું મળ્યું છે, કે દરિયામાં પગ પલાળવાનું મળ્યું છે, કે એવી બાળકોની રમતગમત તેમને મળી છે એવું ક્વચિત જ બને છે. મોટે ભાગે બાળકને કિંમતી કપડાં પહેરાવીને લઈ જવામાં આવે છે ને બાળકો કપડાં ન બગાડે તેવી રીતે ફરવાનું હોય છે.

પણ ધારો કે સાંજે માબાપો બાળકને સજીને બંડસ્ટેંડ ઉપર કે બગીચામાં કે ચોપાટી–કોલાબા ઉપર રેતીમાં લઈ જાય છે અને બાળકોને ત્યાં પુષ્કળ રમવા દે છે. તોપણ મુંબઈ જેવા મોટા શહેરમાં બાળક માટે તેટલું જ ફરવાનું નથી.

બાળકને મહિનામાં એકાદ વાર શાકમારકીટો

જોવા લઇ જઇએ તો ત્યાં તેને કેટલાંય વિધ-વિધ શાકો ઉત્તમ રીતે ગોઠવેલાં જોવા મળે. બાળક પૂછે ત્યારે શાકભાજીનાં નામો આપીએ, તેમ જ નવું જણાતું શાક વેચાતું લઇ ઘરે બાળકને તેના સ્વાદથી વાકેફ પણ કરીએ.

કોઇ વાર ફળમારકીટમાં લઇ જઇએ. ફળ-મારકીટ ફળોના અનેક રંગોથી શોભતી હોય છે અને વાસથી મહેકી રહી હોય છે. મોટાં શહેરોમાં આવી મારકીટો બાળકોનાં સંગ્રહસ્થા-નોનું કામ સારી શકે.

કોઇ વાર બંદર ઉપર લઇ જઇ કેટલી જાતનાં વહાણો ત્યાં પડેલાં હોય છે, દરિયામાંથી ગાળ કેમ કાઢે છે, વગેરે બતાવી શકાય. વળી વિલાયતની સ્ટીમર કેવી હોય તે બતાવવી શક્ય હોય તો દરિયામાં થોડે દૂર ફરવા પણ લઈ જઈ શકાય.

કોઇ વાર બજારને જુદે જુદે રસ્તે નીકળીને બજારમાં કઇ કઇ વસ્તુઓની દુકાનો હોય, કેટલા પ્રકારના દુકાનદારો હોય ને કેટલા વિધવિધ પ્રકા-રના ખરીદવાવાળા હોય તે બતાવતા ને જોતા જઇ શકાય. તે વખતે કાંઇ પણ ખરીદવાનો વિચાર જ ન રાખવો, ને બાળકને પણ તે વાત ચોક્કસ કહી દેવી. કારણકે 'આ લઇએ' ને 'તે લઇએ' એવી વૃત્તિ આવે એટલે શુદ્ધ જોવાની વૃત્તિ ચાલી

જાય છે, ને તટસ્થ જોનાર તરીકેની ગમ્મત પણ ઊડી જાય છે.

કોઇ વાર જુદાં જુદાં કારખાનાં જોવા લઇ જઇએ. કોઇ વાર મિલો, કોઇ વાર એકરી, તો કોઇ વાર પુલનાં કે એવાં જ મોટાં મોટાં બાંધકામનાં કામો ચાલતાં હોય તે બતાવવા લઇ જઇએ, ને બાળકમાં વૈજ્ઞાનિક તેમ એંજિનિયરિંગ રસ જગાડીએ; કોઇ વાર મોટી લાયબ્રેરીઓ પણ બતાવીએ.

કોઇ વાર દાદર, માહીમ વગેરે પરાંઓમાં જઇને શાકભાજીની કે ફળફૂલોની વાડીઓ હોય તે બતાવવા લઇ જઇએ.

મ્યુઝિયમ કે વિક્ટોરિયા ગાર્ડન્સને સંભારી દેવાની બહુ જરૂર જણાતી જ નથી; છતાં બહુ થોડાં માબાપો આવાં સંગ્રહસ્થાનોનો બાળકો માટે ઉપયોગ કરતાં દેખાય છે.

જો આપણે અઠવાડિયામાં એક દિવસ પણ બાળકો માટે ખાસ રાખીએ ને તે દિવસે જાતે જ બાળકો સાથે વાતચીત કરતાં કરતાં તેમને આવું આવું જોવા લઇ જઇએ તો તેમને ઘણી જોવાની દૃષ્ટિ મળશે, જીવનનો થોડોએક વિશાળ ખ્યાલ આવશે, તેમની વૈજ્ઞાનિક તેમ જ જ્ઞાન મેળવવાની બુદ્ધિ ઘણી સતેજ થશે ને આપણી ને તેમની વચ્ચેનો અંતરનો સંબંધ વધારે ગાઢ ને વધારે

નિકટનો થતો જશે. ફરવા જવું ત્યારે જેમ ખરીદવા ન જવું, તેમ જ મિત્રો કે સંગાસંબંધીઓને મળવા માટે પણ ન નીકળવું. ફરવા જવું ત્યારે તો ફરવા જ જવું એમ રાખવું.

મુંબઇ જેવા શહેરમાં જે રહેતા હોય તેઓએ પોતાના શહેરમાં ઉપર આપેલા પ્રકારોમાંથી તેમ જ તેથી જુદું અથવા વિશેષ જે પોતાના ગામમાં બાળકની દૃષ્ટિએ જોવા જેવું હોય ત્યાં ફરવા જવું.

## સીમમાં

એક વાર એક ડોક્ટર સાથે વાત નીકળતાં તેમણે કહ્યું: "ત્રણ ચાર મહિનાના બાળકને પણ ફરવા લઇ જવું જોઇએ. ઝાડપાન હલતાં હોય, ફૂલની સુગંધ મહેકી રહી હોય ને પક્ષીઓ કલરવ કરી રહ્યાં હોય એવી જગાએ બાળકને ફેરવવું જોઇએ."

મેં કહ્યું: "આ બધું આપણી દૃષ્ટિએ કાવ્યમય ને સુંદર લાગે છે, પણ આટલા નાના બાળકને તેમાં શું ? તેને તો તેનું ઘર, પારણું ને બાગબગીચાઓ બધું સરખું જ છે ના ? હા, ખુલ્લી હવાથી તેને ફાયદો થાય માટે બહાર લઇ જવું જોઇએ એટલું સાચું."

ડોક્ટર કહે: "તમે ભૂલો છો. નાનાં બાળકો

ઉપર આવાં દશ્યોની, અવાજની વગેરેની બહુ સુંદર અસર થાય છે. ”

જો ત્રણ ચાર મહિનાનું બાળક પણ કુદરતની અસર લઈ શકે છે ને તેથી તેનું મન પ્રફુલ્લ થાય છે, તો ત્રણ ચાર વરસનાં કે તેથી મોટાં બાળકોને તો કુદરતથી કેટલો લાભ થતો હશે ? આ ઉંમરે તેમની બધી ઇન્દ્રિયો નવું નવું જાણવા-ઓળખવા માગે છે. “આ શું ? આ શું ?” એમ તેઓ કરે છે ને નાની વાતો પણ તેમનું ધ્યાન ખેંચે છે. તે ઉંમરે આપણે તેમને કુદરતનો સીધો પરિચય કરી લેવા કુદરતને ખોળે છૂટાં મૂકવાં જોઈએ, અને સાચે જ આપણે જોઈશું કે આપણે બતાવવા નીકળીએ તે કરતાં તેઓ પોતાની મેળે ઘણું જ વધારે જુએ છે. જંગલમાં પથરાયેલાં નાનાં નાનાં ફૂલો પણ તેમની નજર બહાર જતાં નથી. ઝાડ ઉપર પાંદડાંમાં લપાઈને બેઠેલાં પક્ષીઓ, તેમનો અવાજ કે તેમના માળા તેમના ધ્યાન બહાર હોતા નથી. આ ઉંમરે કુદરતનો સીધો પરિચય ન આપીએ તો પાછળથી મોટી ઉંમરે હાઈસ્કૂલોમાં ને કોલેજોમાં ગમે તેટલાં કાવ્યો શીખવીએ તોપણ તેનો તેઓ વિકૃત ને અવિકસિત આનંદ લેતાં દેખાય, તેમ જ ગમે તેટલું સાયન્સ-વિજ્ઞાન શીખવીએ તોપણ

વૈજ્ઞાનિક દષ્ટિનો ને શોધખોળની દષ્ટિનો કે ઝીણા અવલોકનનો વગેરેનો અભાવ જ દેખાય તો તેમાં શી નવાઈ?

બાળકોને ફરવા લઈ જવાને માટે આપણે બનતાં સુધી રોજ, અને કંઈ નહિ તો અઠવાડિયામાં એક બે વાર વખત આપવો જ જોઈએ. ફરવાનાં પણ જે એક બે સ્થળો હોય ત્યાં જ ફરવા લઈ જવાય એવું નથી. કુદરતના પરિચય માટે બાળકોને શહેરની આસપાસ ફરવા લઈ જવાય. ખુલ્લું મેદાન કે ખાડાટેકરા હોય તોપણ તે સૃષ્ટિમાતાનું એક રૂપ છે. ત્યાં બાળકો ઝીણા મોટા પથરા જુએ, જુદી જુદી માટી જુએ, ટેકરા ચડે, ખાડામાં ઊતરે, ખડ તપાસે, ખડફૂલો એકઠાં કરે, સૂર્યોદય જુએ, ખુલ્લું મોટું આકાશ જુએ: એ બધું લાભકારક છે. આસપાસ નદી હોય તો તેના પટમાં–પાણીમાં બાળકો રમે; નદીને કાંઠે કાંઠે થોડેક દૂર ફરવા જાય ને કાંઠો તપાસે; પડખેનાં ઝાડછોડ જુએ; પક્ષીઓ અને પ્રાણીઓ પણ આવી જગાએ જોવા મળે. આસપાસ ખેતરો હોય, વાડીઓ હોય, વાડા હોય, ગાયભેંસ તેમ જ બકરાંઘેટાંના વાડા હોય, એવું બધું જોવા જેવું હોય છે. રીંગણી ઉપર રીંગણાં કેમ હીંચકે, ચીભડાના વેલા ઉપર ચીભડાં કેમ

બેસે, મૂળાડુંગળી કેમ બહાર દેખાતાં નથી, ફુધીનો છોડ હોય કે વેલો હોય, ઘઉંબાજરાનાં ખેતરો કેવાં લીલાંછમ દેખાય, તેના ઉપર ઉંબી ને ડૂંડીઓ કેમ બેસે, વણુનાં ફૂલ કેવાં રૂપાળાં હોય ને કપાસ નીકળે ત્યારે રણુવગડામાં ડાશી દાંત કેમ કાઢે, એ બધું બાળકને મન એક એક અદ્ભુત વાત છે. કોઈ વાર સીધા જંગલમાં ને વનમાંયે શકય હોય તો લઈ જઈએ. નજીકના એકાદ સ્ટેશનની ટિકીટ કાઢે તો શહેરી લોકો સહેજે જંગલમાં ઊતરી શકે, ગામડાને તો વગડો દૂર હોતો જ નથી, ને હોય તો એકાદ વાર ગાડું જોડાવે એટલે બસ.

વગડામાં આવળબાવળનો જંગલી શણુગાર પણુ આનંદ આપે તેવો છે. ત્યાં જમીન ઉપર અનેક જાતનાં, રંગેરંગનાં, નાનાં મોટાં જીવડાં આપણું ધ્યાન ખેંચે છે. કોઈનો રંગ ચળકતો રાતો વાદળી, કોઈનો ભૂરો ને કોઈનો લીલો બહુ જ આકર્ષક હોય છે. કોઈ વાર વળી આપણે સદ્ભાગ્યે હરણુનું ટોળું દોડતું દેખાય તો કોઈ વાર રોઝ દેખાય. ઝાડ ઉપર સુગરી ને તેના માળા ને એવાં જ બીજાં પક્ષીઓ પણુ દેખાય. જંગલમાં ઘણુંયે મનોરંજક મળે.

આવા પ્રવાસોમાં આપણે ખાસ જ્ઞાન

આપવા બેસવું નહિ, પણ એકાદ વસ્તુ આપણા ધ્યાનમાં આવી હોય ને બાળકે ન જોઈ હોય તો ધ્યાન ખેંચી શકાય ખરું. જેમકે વાડીમાં ક્યારામાં પાણી આવતું હોય તો પાણી ક્યાંથી આવે છે એ પ્રશ્ન ઉત્પન્ન કરી ઠેઠ કૂવા ઉપર કોસ ચાલતો હોય ત્યાં સુધી તપાસ કરતાં જઈ પહોંચીએ. વસ્તુપરિચય પછી તેનાં નામો પણ આપીએ.

આ રીતે બાળકોને કુદરતમાં લઈ જવાની ખાસ જરૂર છે. આથી તેમની રસિકતા કેળવાશે, તેમની વૈજ્ઞાનિક દૃષ્ટિ ઊઘડશે ને કાંઈ નહિ તો મનની અને શરીરની પ્રફુલ્લતા ને તંદુરસ્તી તો તેઓ મેળવશે જ.

## બહારગામ

કુદરતના પરિચય માટે બાળકોને જેમ ગામમાં અને ગામની સીમમાં ફરવા લઈ જવાની આવશ્યકતા છે તેમ જ પરગામ લઈ જવાની પણ જરૂર છે. વર્ષમાં એક બે વાર તો બાળક ગાડીમાં, ગાડામાં કે રેલગાડીમાં બેસી બીજે ગામ જાય. આપણા લગ્નાદિ પ્રસંગોએ બાળકોને લઈને આપણે વર્ષમાં એક બે વાર એમ જતાં પણ હોઈશું. પણ બાળપ્રવાસ એટલે બાળકો માટે કાઢેલો પ્રવાસ, અને બીજા કામને અંગે બાળકોને થયેલો

પ્રવાસ એમાં ફેર પડે છે; બેશક, નહિ પ્રવાસ કરતાં આવા પ્રવાસો પણ સારા તો ખરા જ. પણ ખાસ બાળકોને બતાવવા ખાતર કરેલા પ્રવાસો જ વિશેષ લાભદાયી હોય છે, કારણ તે વખતે આપણે બાળકોને પ્રવાસે લઈ જવાના જ કામ ઉપર હોઈએ છીએ, તેથી બાળકો માટે આપણે પૂરતો વખત આપી શકીએ છીએ; જ્યારે લગ્ન-વિવાહ વગેરેમાં આપણું તેમ જ બાળકોનું મન બીજા વિષય ઉપર હોય છે.

પ્રવાસ કે મુસાફરી તો આબુની હોય કે મુંબઈ જેવા મોટા શહેરની હોય એમ માનવાનું કાંઈ કારણ નથી. આપણા ગામની નજીકમાં જો મોટો ડુંગરો હોય, જો મોટી નદી હોય, જો દરિયા-કિનારો હોય, જો મોટું શહેર હોય, જો મોટા શહેરમાં રહેવાવાળાની પાસે નાનાં ગામડાં હોય કે મીઠાગર કે એવું એવું હોય તે આપણાં બાળકોના પ્રવાસ માટેનાં યોગ્ય સ્થળો થઈ શકે છે. મુંબઈની પાસે રહેનારાં જરૂર કોઈ કોઈ વાર બાળકોને મુંબઈની મુસાફરી કરાવે, અમદાવાદની પાસેના અમદાવાદની કરાવે ને જુનાગઢ કે ભાવનગરની પાસેનાં ત્યાંની કરાવે.

પ્રવાસોમાં જોવા જેવું શું એનો નિર્ણય આપણે બાળકોની દૃષ્ટિએ કરવો ઘટે. કુદરતનાં

નદી, સરોવર, ડુંગરા, દરિયો વગેરે ખાસ જોવાનાં સ્થળો ગણી શકાય. તેમ જ ઉદ્યોગહુન્નરનાં સ્થળો પણ તેટલાં જ મહત્ત્વનાં ગણાય. સંઘેડિયો ઘાટ કેમ ઉતારે છે, ઘાંચી તેલ કેમ પીલે છે, કુંભાર ઠામ કેમ ઘડે છે ને કંસારો હાંડાને ઠોકી ઠોકી કેમ શણગાર કરે છે, એ બધી વાતો જોવા જેવી છે. શહેરી બાળકો ગામડામાં જઈ શેરડીનો વાઢ જુએ, ગોળની બનાવટ જુએ, ખેતરમાં કાપણી જુએ, ખળામાં દાણા કેમ સાફ થાય છે તે જુએ. એમ માત્ર ફરવાનાં ને જોવાનાં ગણાતાં સ્થળો ઉપરાંત શહેરમાં ને ગામમાં ઘણું ઘણું જોવાનું નીકળશે. આપણને દિશા સૂઝે એટલે વસ્તુઓ તો આપણી આસપાસ પડી જ છે.

આપણે બાળકોને લઈને પ્રવાસે નીકળીએ ત્યારે મુસાફરીની હોશિયારી અને વ્યવસ્થિતપણું પણ કેળવતા જવાની સાથે જરૂર છે. સામાન્યતઃ આપણી જનતા હજી મુસાફરીની બાબતમાં હાંફલી-ફાંફલી થઈ જાય છે, આપણો સામાન ઘણી અગવડભરી રીતે આપણે બાંધી લઈએ છીએ; ગાડીમાં પણ તેવી જ રીતે મૂકીએ છીએ; ગાડીમાં એકબીજા પ્રત્યે ઘણો જ અવિનય અને અપમાનભરી રીતે વર્તીએ છીએ. આપણી સ્વાર્થસાધુ અસભ્યતા આપણે જ્યારે બેઠેલાં હોઈએ અને

બીજાં ચડવા આવે ત્યારે આપણા પૂરતી યોગ્ય ગણીએ છીએ. ને જ્યારે આપણે ચડવા જઈએ છીએ ને બીજાં તેવી જ અસભ્યતા કે અસહિષ્ણુતા આપણા પ્રત્યે બતાવે છે ત્યારે આપણે તેમના ઉપર ચિડાઈએ છીએ. આપણી મુસાફરીમાં ખરચવાની રીત ને સ્થળે સ્થળે તકરાર કરીને જ વ્યવહાર ચલાવવાની રીત બેહૂદી છે; ને આપણી ગંદકી ને ગંદી ટેવોનો તો પાર નથી!

બીજી રીતે જોઈએ તો મુસાફરીમાં ઠીકઠાક થવા માગનારાં આપણે તરત હોલ્ડઑલ, સુટકેસીસ તેમ જ ખાખી સુટસ વસાવવા નીકળીએ છીએ. ને જ્યાં ત્યાં હમાલ ને ઘોડાગાડી વગર ચાલી જ ન શકીએ એવી સ્થિતિમાં આવી પડીએ છીએ!

બાળકોને પ્રવાસે લઈ જઈએ ત્યારે વ્યવસ્થા ને ચાલાકી સાથે જ સ્વાવલંબી ને ખડતલ થવાની તક મળે તેવી ગોઠવણ કરવાની જરૂર છે. પ્રવાસમાં નવી પરિસ્થિતિમાં તરત ગોઠવાઈ જવું, ઘરની બધી સગવડોને અભાવે ચલાવી લેવું, વગેરે બાબતો શીખવાની આપણે બાળકોને પૂરતી તક આપવી જોઈએ.

## ( ૨ ) બાગકામ

બાળકને શી ભેટ આપવી એવો ઘણાંઓને પ્રશ્ન થતો હશે. મોટે ભાગે કોઈ ખાવાનું આપતાં હશે; કોઈ ઘરેણાંકપડાં આપતાં હશે; પણ જો બાળકને આપણે બગીચામાં કામ કરવાનાં નાનાં નાનાં સાધનો આપીએ તો તેને ખૂબ આનંદ થશે; ને જતે દહાડે તમે પણ તેના એ ઊભરાતા આનંદથી છલકાઈ જશો.

નાનાં એવાં કોદાળીપાવડા, નાનું એવું દાતરડું, નાની બાલદી ને નાની ઝારી બાળકને આપજો. પોતાનો બાગ ક્યાં કરવો તેનું તેને સૂચન કરી દેજો. બાગ કેમ થાય તેની તેને કલ્પના ન હોય તો તેની સાથે કામ કરી તેને દિશા સૂચવજો. પછી તો માત્ર તેમાંથી નીકળતાં મીઠાં ફળો જ ચાખવાનું રહેશે. હા, બાળકની દાડમી કે કેળ ઉપરથી તમને દાડમો કે કેળાં નહિ મળે; તેના ઘઉં કે બાજરા ઉપરથી તમને પોંક નહિ મળે; તેના ગુલાબ કે ડોલર ઉપરથી મધુર ફૂલો નહિ મળે, પણ તેનાથીયે વધારે મધુર–વધારે મીઠાં એવાં ફળફૂલો તમને જરૂર મળશે.

એક તો આવા કામથી બાળક તંદુરસ્તીમાં ખૂબ સુધરતું માલૂમ પડશે. બીજું, પોતાના પ્રિય

ઉદ્યોગમાં મસ્ત રહી બાળક પોતાની માનસિક શક્તિમાં પણ ઘણું તેજ થતું દેખાશે. ત્રીજું, બાળક આગળ એક અદ્‌ભુત દુનિયા ઉઘડશે. કુદરતના એક અદ્‌ભુત ચમત્કારનું તે સાક્ષી બનશે. નાના સરખા સૂકાઈ ગયેલા દાણા જમીનમાં વેરી દીધા કે ચાર દિવસે બધું લીલુંછમ થઈ જાય, રોજ ને રોજ તે ઊંચુ ને ઊંચું થતું જાય, જતે દહાડે એના ઉપર ફૂલ બેસે, ફળ બેસે : બધું અદ્‌ભુત છે, સુંદર છે. બાળકને તે અપરિમિત આનંદ આપનારું છે.

બાળકને સોંપી દીધેલા જમીનના કટકામાં એ ગમે તે વાવી જુએ. ઘરમાં જેટલા દાણા હોય—રાઈ મેથીથી માંડીને કંકોળ, ઘઉં, બાજરો બધું તે વાવી જુએ. એ દાણા કેમ ઊગે, તેના ઉપર કેવાં ફૂલ બેસે, કેવી શીંગો કે ડૂંડીઓ કે ફળો બેસે, બધું જુએ ને પછી બીજું વાવે. એના બાગને સામાન્ય બાગના નિયમો લાગુ પાડવા નહિ, પણ તે એક પ્રયોગભૂમિ ગણીને બાળકને ત્યાં પ્રયોગ કરવા છૂટું મૂકવું. યોગ્ય જણાય ત્યાં અથવા બાળક સલાહ માગે ત્યાં તેને સલાહ-સૂચના આપવા ચૂકવું નહિ. બાળક પોતાના આનંદમાં જોડાવા નોતરે ત્યારે બાલિશ પ્રવૃત્તિ તરીકે તેને અવગણવી નહિ કે વધારે મહત્ત્વના

ક્રમમાં હોવાથી તેમાં જોડાવાનું ચૂકવું નહિ.

આ નાનો માળી આ સર્વમાંથી જીવનનો કેટલોય અમૂલ્ય આનંદ લૂંટતો દેખાશે, ને આપણું યે જીવન આનંદથી ભરી દેશે.

## ( ૩ ) પ્રાણીઉછેર

આપણે આપણું વહાલ બાળક ઉપર ઠલવીએ છીએ. બાળકને ખવરાવવા–પિવરાવવામાં, તેને ઓઢાડવા–સુવરાવવામાં આપણે આપણા માતૃભાવ ને પિતૃભાવને અવકાશ આપીએ છીએ. તેના રક્ષણની જવાબદારી વેંઢારવામાં જ જાતને કૃતકૃત્ય માનીએ છીએ. આ બધી ભાવના બાળકમાં પણ બીજ રૂપે હોય છે, અને તે તેને વિકસાવવા માગે છે. તે માટે આપણે તેને જરૂર મદદ કરવી ઘટે.

ઘણાંઓએ એમ ભૂલથી માન્યું કે બાળકોને ઢીંગલીપોતિયાંથી રમવા દઈને તથા તેમની ઘરઘરની રમત ઉત્તેજીને આ કાર્ય સધાશે; પણ એ બરાબર નથી. ઢીંગલી કે ઘરઘરની રમત ઉત્તેજવાથી આપણે બાળકને સાચાને અભાવે તરંગથી જીવી લેવાનો રસ્તો માત્ર આપીએ છીએ. તરંગમાં કલ્પેલાં પંચપકવાનોથી કોઈ દિવસ કોઈનું પેટ ભરાયું નથી, તેમ જ તરંગમાં બાળકો

તરીકે માની લીધેલાં ઢીંગલાં ઉપર વહાલ ઢાલવીને બાળકો પ્રેમ કેળવી શકતાં નથી. બાળકોને વહાલ ઢાલવવા માટે સાચી જીવતી વસ્તુઓ આપીએ એ જ જરૂરનું છે. એકાદ બિલાડું કે કૂતરું કે બકરું કે પોપટ કે કૂકડીનાં બચ્ચાં કે સસલાં વગેરે ઘરમાં રાખવાથી બાળકને અપરંપાર લાભ થાય છે.

એક તો એમાં બાળક વહાલ કરે તેનો સાચેસાચ પ્રત્યુત્તર મળી શકે છે; તેથી તેનામાં ખરી સહાનુભૂતિ ને પ્રેમ જન્મે છે. બીજું બાળકથી કેવળ પોતાના તરંગ પ્રમાણે વર્તી શકાતું નથી; સામે જીવતું પ્રાણી હોવાથી બાળકને સાચી વાસ્તવિક દુનિયામાં જ આવવું પડે છે. ત્રીજું, તેને સાચેસાચ ખવરાવવા–પિવરાવવામાં, નવરાવવા–ધોવરાવવામાં બાળકને રોકાવું પડે છે, તેથી તેનામાં માત્ર કાલ્પનિક ક્રિયા કરીને સાચા કામની અણઘડતા રહેતી નથી: પણ સાચેસાચ જ બધું કરવાનો આનંદ પણ મળે છે ને તે કામની સુઘડતા પણ તેનામાં આવે છે. ચોથું, બાળકનું ધ્યાન કુદરતી રીતે જ પ્રાણીજીવન તરફ ખેંચાય છે; તેમની ખાસિયતો તે ઝીણી નજરે અવલોકે છે ને ધ્યાનમાં રાખે છે. બાળકની વૈજ્ઞાનિક અવલોકનશક્તિને આ રીતે મદદ મળે છે.

એકંદરે માણસાઈથી માંડીને વૈજ્ઞાનિક સુધી-

ના ઘણા લાભો તેમાંથી જન્મે છે. તેથી જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં માબાપોએ બાળકને માટે એકાદ પ્રાણી તો પાળવું જ, અને તેની સારવાર કરવાની તક બાળકને પોતાને આપવી; તેના પરત્વેની સાચી જવાબદારી બાળકને જ લેવા દેવી. છતાં તે પ્રાણીમાં આખું કુટુંબ રસ લે એ તો જરૂરનું છે જ.



# ઘરમાં સંગ્રહસ્થાન

સર્વોત્તમ સંગ્રહસ્થાન તો સૃષ્ટિ પોતે જ છે. પરંતુ એ સંગ્રહસ્થાન એટલું બધું વિશાળ છે કે આપણે એક દૃષ્ટિમાં માત્ર તેનો સાવ થોડો જ ભાગ જોઇ શકીએ. એટલે આપણા નાના કામ માટે આપણે એક નાનું એવું સંગ્રહસ્થાન રાખવાની જરૂર રહે છે.

આવું સંગ્રહસ્થાન બાળકને સૃષ્ટિના મોટા સંગ્રહસ્થાનની કાંઇક ઓળખાણ કરાવવાનું કામ કરી શકશે. આકર્ષક વસ્તુઓ સંગ્રહવાની બાળકોમાં જે સ્વાભાવિક વૃત્તિ છે તેને વધારે વ્યવસ્થિત કરવાનું અને તે કામને સાચી દિશા આપવાનું કામ આવું સંગ્રહસ્થાન કરે. વળી સંગ્રહસ્થાન બાળક પાસે વસ્તુસંગ્રહના હેતુઓ આડકતરી રીતે મૂકી શકે. સંગ્રહસ્થાનમાં વર્ગીકરણ મુખ્ય વસ્તુ હોઇ તેમાં કોઇ પણ કલાત્મક રચનાનું મુખ્ય અંગ બાળક આગળ પ્રત્યક્ષ થાય. તેમ જ બાળકમાં પોતાની માલેકીની ઠરાવીને મિલકત એકઠી કરવાની જે વૃત્તિ ( Possessive instinct ) છે તેને ઊંચે ચડવાનો માર્ગ મળે.

આમ સંગ્રહસ્થાનના લાભો ગણાવી શકાય.

સંગ્રહસ્થાન બાળકોની દૃષ્ટિએ ગોઠવવું જોઈએ. એમાં કલાની દૃષ્ટિ તો સચવાવી જ જોઈએ; અને બને તેટલી વિજ્ઞાનની દૃષ્ટિ પણ ગોઠવણીની સામે રહે. બાળકની દૃષ્ટિએ ગોઠવણ એ મુખ્ય વાત છે.

ઘણી વાર એવું બને છે કે જે બધું આપણી દૃષ્ટિએ સુંદર છે–મહત્ત્વનું છે, તેનું સૌંદર્ય અને મહત્ત્વ બાળકો નથી જોઈ શકતાં; અને બાળકોને મન જે નવું અદ્‌ભુત અજાયબી ઉત્પન્ન કરે તેવું છે તે આપણને નજીવું લાગે છે. કોડીઓ, છીપલાં, શંખલાં, જાતજાતના નાના પથરા, મરી ગયેલાં છતાં સુંદર દેખાતાં કેટલાંએક જીવડાં, ચણોઠી, રાતા વાલ, કાચકાં વગેરે વસ્તુઓ સર્વ બાળકોને પ્રિય એવી ચીજો છે. બાળકો પોતાની મેળે જ તે સંગ્રહે છે. આવી વસ્તુઓને બાળ-સંગ્રહસ્થાનમાં પ્રથમ સ્થાન હોવું જોઈએ. બાળક સૃષ્ટિનો નવો પરિચય કરવા નીકળે છે; તેની નજરે આ બધું અત્યંત સુંદર અને કિંમતી છે. તેથી તે પોતે જ આવા સંગ્રહસ્થાનને સમૃદ્ધ કરવામાં સારો એવો ભાગ લેશે. આપણે પણ આ બધું પૈસા વિના અથવા જૂજ કિંમતે ભેગું કરી શકીએ છીએ. મતલબ એ છે કે બાળકોને જે

પ્રિય છે, અદ્દભુત દર્શનરૂપ છે, તે બધાને સંગ્રહસ્થાનમાં પ્રથમ સ્થાન હોય. પરંતુ રમકડાંની દુકાનનાં રમકડાંથી બાલસંગ્રહાલય રચવામાં બાળકોનો રમકડાં પ્રત્યેનો પ્રેમ અળશીના તેલમાં કરેલી રસોઈના સ્વાદ જેવો–કૃત્રિમ રીતે કેળવાયેલો ( cultivated taste ) છે. બાળકો રમકડાં રખડતાં મૂકે છે અને છીપલાં, શંખલાં, પથરા, પીંછાં ને એવું એવું ભેગું કરી તેનાં ખિસ્સાં ભરે છે; એ જ બતાવે છે કે બાલસંગ્રહની ખરી વસ્તુઓ કઈ છે.

માત્ર વસ્તુઓ એકઠી કરવાથી તેનું સંગ્રહસ્થાન બનતું નથી; એ તો વસ્તુઓની વખાર કહેવાય. જે હાથ આવે તે અને જેટલું સઘળું હાથ આવે તે સંગ્રહસ્થાનમાં ન ચાલે. ભલે વસ્તુ બાળદુનિયાની હોય, તોપણ તેમાંથી અમુક જથ્થામાં જ લેવાય. સંગ્રહસ્થાનમાં વસ્તુના ઢગલાઓની જરૂર નથી, તેના પ્રકારની જરૂર છે. સંગ્રહસ્થાન વસ્તુના જથ્થાની અતિશયતાથી ગૂંગળાઈ ન જાય. એમાં પસંદગીથી ચાલવું. કોઈ વધારે યોગ્ય વસ્તુ મળતાં ઓછી યોગ્ય વસ્તુને કાઢી નાખવા જેટલો ત્યાગ અથવા નિર્લોભીપણું સંગ્રહસ્થાન ઊભું કરનારમાં હોવું જોઈએ. પસંદગી વખતે અધિક સારું હોય તે રાખીને સ્થળાભાવને

લીધે ઓછા સારાને કાઢી નાખવા માટે પણ એક પ્રકારના મનોબળની જરૂર છે. આને અભાવે આપણાં ઘરો જૂની ને જેનું આપણને વર્ષો સુધી કામ પડતું નથી એવી વસ્તુઓથી ભરાયેલાં હોય છે. આની પાછળ એક પ્રકારની લોભવૃત્તિ જ છે. જરૂરનું ન હોય છતાં પોતાનું છે માટે રાખવું એ લોભ જ છે. માણસો જૂનાં જૂનાં કપડાં એ જ વૃત્તિથી સાચવીને રાખી મૂકે છે, ને દર વરસે કપડાં વધતાં જ જાય છે. ઘણાંઓને પત્રો પણ એવી જ રીતે રાખવાની ટેવ હોય છે. કોઈ પણ રીતે જરૂરનું ગણીને રાખીએ એ વાત જુદી, ને કાઢી નાખવાના કે ફાડી નાખવાના બળને અભાવે વસ્તુઓ પડી રહે એ વાત જુદી છે, માણસોનાં ઘરો પેઠે તેમનાં મગજો પણ ઘણી વાર આવાં હોય છે.

સંગ્રહસ્થાનમાં થોડી વસ્તુઓ પણ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી હોય એ સૌથી. અગત્યનું છે. માટે પોતાની પાસે સ્થળાવકાશ કેટલો છે તેનો વિચાર કર્યા પછી સંગ્રહસ્થાન રચવું.

સંગ્રહસ્થાનમાં કલાની દૃષ્ટિ એ એક બીજી અગત્યની વસ્તુ છે. સંગ્રહસ્થાનમાં સંખ્યાની ખાતર તો નહિ જ પણ વસ્તુની ખાતર વસ્તુ પણ ન જ આવવી જોઈએ. ખરેખર સુંદર હોય તે જ સંગ્રહાય.

વસ્તુની પસંદગીમાં શુદ્ધ કલાવૃત્તિ જ મુખ્ય હોય. વસ્તુ નૈસર્ગિક છે કે દેશી છે કે ઇટાલિયન છે, માટે તે લેવા જેવી જ છે એમ ન હોય. કુદરતમાંથી વસ્તુ વીણીએ પણ તે કલાદૃષ્ટિની ચારણીએ ચાળીને લઇએ. દેશી છે માટે જ ગાય, ઘોડા ને ઊંટ વગેરેની પ્રાથમિક ને કદ્રૂપી પ્રતિકૃતિઓ કે ઢીંગલાઢીંગલી જેવી ગ્રામ્ય ( vulgar ) કૃતિઓ કે ચિત્રોને સંગ્રહસ્થાનમાં જગા ન જ હોય. આપણું છે માટે સારું જ એ સાચો દેશપ્રેમ નથી; એમાં વિવેકરહિતપણું છે. તેમ જ ઇટાલિયન કે જાપાનીઝ કૃતિઓ હરહમેશ કલાના નમૂના છે એવું માનવાની ભૂલ ન જ કરીએ- ગામના વોરાને ત્યાં મળતા કાચના વ્હાઝેસ અને પ્યાલારકાબીઓથી ઘણા લોકો પોતાનાં ઘર શણગારે છે, જે જોતાં કલાપ્રધાન માણસને આઘાત પહોંચે છે. સંગ્રહસ્થાનમાં આવું અસ્થાને છે.

બાલસંગ્રહસ્થાનને સઘળી કુરૂપ, કઢંગી ને ગ્રામ્ય વસ્તુઓથી પહેલી તકે બચાવીએ. આપણે ઓછી વસ્તુથી શરમાયા વિના ચલાવી લઇએ. ઓછી કિંમતની વસ્તુથી શરમાવાનું નથી; શરમ કલાવિહીન વસ્તુઓ સંગ્રહવામાં છે.

પસંદ કરેલી વસ્તુને જો બરાબર ગોઠવીએ તો જ વસ્તુસંગ્રહને સંગ્રહાલયનું નામ આપવાની

યોગ્યતા આવે. ગોઠવણ વિષે વિસ્તારથી કહેવાનું આ સ્થળ નથી.

ગોઠવણમાં ‘સિમેટ્રી’–નિયમાનુસાર રચનાને સ્થાન છે. છતાં ત્યાં પણ એકનું એકપણું આવીને કંટાળો ન આવે તે જોવાનું છે. આપણે બાળકોમાં આ બંને વાત જોઈશું. નિયમબદ્ધતા ‘સિમેટ્રી’ ન હોય તો તેમને ગમતું નથી, તેમ જ તેમને હમેશનો એક જ નિયમ પણ રુચતો નથી. તેમનું તાજું મન નિયમબદ્ધતામાં નવીનતા પણ માગે છે.

આગળ કહ્યું હતું કે સંગ્રહસ્થાન વિજ્ઞાનની દૃષ્ટિને પણ સાચવે. પણ વસ્તુપસંદગી વૈજ્ઞાનિક દૃષ્ટિએ હોવા છતાં તે બાળદુનિયાની અને કલાત્મક વૃત્તિને પોષે એવી તો હોવી જ જોઈએ. જેમકે ફૂલ ને પાંદડાંને ચોપડીમાં દબાવીને તેનો સંગ્રહ થઈ શકે. વળી સંગ્રહમાં પહેલાં સ્થૂળ અને પછી ઝીણું વર્ગીકરણ આવી શકે. એમ જ પ્રાણીજીવનનો અને ભૂગર્ભનો પરિચય વગેરે થઈ શકે. પરંતુ તે બધું કલાના ભોગે નહિ જ. સંગ્રહસ્થાન કદી પણ વિજ્ઞાનની પ્રયોગશાળાનું રૂપ તો ન જ પકડે.

બાળકને મનુષ્યકૃતિનો–મનુષ્યના ઉદ્યોગોનો પરિચય આપવા માટે માટીકામના સુંદર નમૂના,

તાંબાપિત્તળનાં વાસણો, ભરતકામ, કાપડના નમૂના વગેરે સંગ્રહસ્થાનમાં પોતાનું સ્થાન મેળવી શકે છે. બાળકો ઉદ્યોગ માગે છે. તેમની આગળ જુદા જુદા ઉદ્યોગોની દિશા ઊઘડે તેની સાથે જ તેમાંથી જન્મતી સુંદર કલાકૃતિઓ તે જુએ, એટલા માટે સંગ્રહસ્થાનમાં આ પ્રકારની વસ્તુઓને સ્થાન છે.

આ ઉપરાંત દેશદેશની ઐતિહાસિક તેમ જ ભૌગોલિક દૃષ્ટિએ વસાવવા જેવી વસ્તુઓ ( curios )ને પણ અમુક અંશે સ્થાન હોય. પણ નાનાં બાળકો માટે તો તે બધું વિવિધ વિચિત્રતાઓના પરિચયરૂપ માત્ર છે.

## આનંદવિનોદ

સાંજ પડે અને કુટુંબનાં બધાં નાનાંમોટાં એકઠાં થઈ એકાદ રમત રમાતી હોય, અથવા નાનાં નાનાં બાળકો માજીની પાસે એકઠાં થયાં હોય ને એકાદ કાગડા કે ચકલીની વાર્તા ચાલતી હોય, કે મોટાં બાળકો બાપા ફરતાં બેસી ગયાં હોય ને આજે ગામમાં આમ બન્યું ને મુંબઈમાં આમ બન્યું ને એવી વાતો ચાલતી હોય, કે બાની પાસે બેસી એકાદ હાલરડું કે બીજું ગીત સાંભળતાં હોય, એ કુટુંબજીવનનું એક આનંદમય દૃશ્ય છે. પરંતુ દુઃખની વાત એ છે કે આજે ક્યાંક જગાની સંકડાશને કારણે, ક્યાંક મોટાંઓની વધારે પડતી ગંભીરતાને કારણે, ક્યાંક મોટાંઓને વખત ન હોવાથી તો ક્યાંક માતપિતાઓ પાશ્ચાત્યના અનુકરણથી ક્લબસભાઓ વગેરેમાં પડ્યાં હોવાથી આ પ્રકારની રમતગમતને અવકાશ રહ્યો નથી.

વાર્તા, રમત, ગીતો, સહવાચન, નાટ્યપ્રયોગો અને વાતચીત અમુક પ્રમાણમાં કુટુંબના જ વિષયો છે. બાળકો અને મોટેરાંઓ વચ્ચે સંધાણ

કરનારા એ બધા વિષયો છે. કુટુંબમાં કુટુંબપણું લાવનારા વિષયો છે. સવાર પડે કે ઘરનાં માણસો બધાં વીંખાઈને દરેક જણ પોતપોતાને કામે ચડે છે; કોઈને કોઈની સાથે બોલવાની કે ચાલવાની નવરાશ હોતી નથી. આમ છૂટાં પડી ગયેલાં બધાં સંધ્યાકાળે ભેગાં મળે ને કોઈ આનંદની પ્રવૃત્તિ તે કુટુંબજીવનને પોષક છે, ને બાળજીવનને ખીલવનાર છે.

## વાર્તા

વાર્તા બાળકોની કક્ષા જોઈને કહેવી; બાળક સમજે તેવી સાદી ભાષામાં કહેવી. જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ વાર્તા અને ભાષા ઊંચી કક્ષાએ ચડાવવી.

વાર્તાના વસ્તુ પરત્વે થોડો વિચાર કરવો. વધારે પડતી તરંગી વાર્તાઓ તંદુરસ્ત ન ગણાય; તેમ જ સામાજિક સડાનું હલકાઈનું સંકુચિત સ્વાર્થી યુક્તિ–બુદ્ધિ વગેરેનું શિક્ષણ મળે તેવી વાર્તાઓ છોડી દેવા જેવી ગણાય.

વાર્તા કહીને પછી વાર્તા કઢાવવાની ભાંજ-ગડમાં ન પડવું; તેમ જ વાર્તાનો સાર કહી ઉપ-દેશ કરવા પણ બેસવું નહિ. વાર્તા પહેલેથી છેલ્લે સુધી સળંગ તથા યોગ્ય ભાવ, અભિનય ને છટાથી

કહેવી.

ફરી ફરીથી તે જ વાર્તા બાળકો માગે તો જ્યાં સુધી માગે ત્યાં સુધી તે જ વાર્તા ચલાવવી.

બધી સારી વસ્તુની જેમ વાર્તાની પણ અતિશયતા સારી નથી. બાળક ગમે તે વખતે માગણી કરે કે વાર્તા કહેવા બેસવું જ જોઈએ એવું નથી. વાર્તાના ઠરાવેલ વખતે પરવારીને વાર્તા કહેશું એમ જ દૃઢતાથી કહેવું જોઈએ. બેશક એમાં આપણી બુદ્ધિ વાપરી કોઈ વખતે ઘટતો ફેરફાર કરવો.

વાર્તાઓ ન આવડતી હોય તો વાર્તાની ચોપડીઓની મદદ લઈ વાર્તા શીખી લેવી; કહેવાની શૈલી અને ભાષા વિષે પણ જાણી લેવું. ‘ વાર્તાનું શાસ્ત્ર ’ નામના પુસ્તકમાં આને વિષે ઘણી ઉપયોગી ને રસિક માહિતી મળશે.

## રમત

રમતો ઘરમાં રમવાની ને બહાર રમવાની બન્ને હોય. માબાપ ભળે ત્યારે જ બાળક રમે એમ તો ન જ થવું જોઈએ; તેમ જ રમતમાં તો માબાપ કે મોટાંઓ હોય જ નહિ એવું પણ આપણું વર્તન ન હોય. એટલું જ નહિ પણ રમતના મેદાનમાં આપણું સ્થાન હોવું જ જોઈએ.

ઘરની રમતો કૌટુંબિક જીવનને પોષે તેવી

છે. રજા હોય અથવા કોઈ વાર રાત્રે વખત લઈને માબાપ, ભાઈ, બેન, ડોશીમા, આડોશીપાડોશીઓ બધાં ભેગાં થાય અને કોઈ વાર અંતકડી, કોઈ વાર વરતોઉખાણાં તો કોઈ વાર ધારવાની રમત કે એવી કોઈ રમત ચાલે. તેમાં છોકરાંઓને તો રમત મળે જ, પણ કુટુંબનાં એકત્રિત થઈને રમે તેમાં બધાંને આનંદ પડે.

મોટાંઓએ સાથે ભળીને આનંદ કરવા ખાતર રમવું તેમ જ વચ્ચે વચ્ચે નવી રમત બતાવતા ખાતર પણ રમવું જોઈએ.

નાનાં બાળકો એટલે કે બે અઢી ત્રણ વર્ષ સુધીનાંને તો રમાડવાં જ પડે છે. મા, બા કે મોટીબેન કોઈ વાર ગણગણ બોશલો કે છાનપગતિયું કે એવું કાંઈક કાંઈક રમાડે તો છોકરાંઓને ખૂબ આનંદ આવે છે.

બહારની રમતોમાં સાથે ભાગ લેવાનું સુઝવીએ તોપણ બનવું અઘરું લાગે છે. કેમકે ઘરનો સ્ત્રીવર્ગ કદાપિ બાળકો સાથે દોડવા કૂદવામાં જઈ ન શકે; ને પુરુષોને ટેનિસ વગેરે જેવી પ્રતિષ્ઠિત રમતો છોડી બાળકોના સાતતાલી, મારલીદાવ કે હુતુતુમાં ભળવું તેમની ઉંમર કે હોદ્દાને કે પ્રતિષ્ઠાને બાધક લાગે. પણ ખરું જોતાં એવું કશું નથી. આપણાં બાળકો સાથે રમવામાં

જો શાળાના શિક્ષકોની પ્રતિષ્ઠા ઘટતી નથી તો આપણી તો કેમ જ ઘટે? છોકરાના બાપ થવામાં જો પ્રતિષ્ઠા ઘટે તો જ તેમની સાથે રમવામાં ઘટે.

મોટાંઓએ પ્રત્યક્ષ રમવામાં નહિ તોપણ રમત જોવામાં તો ઘણી વાર ભાગ લેવો જોઈએ. રોજ નહિ તો અઠવાડિયે એકાદ વાર જોઈ ખાતરી કરી લેવી ઘટે કે રમત સીધે રસ્તે ચાલે છે; તેમાં સ્પર્ધા, ઈર્ષા, અસત્ય કે ગાળાગાળી જેવાં અનિષ્ટ તત્ત્વો ભળ્યાં નથી ને બાળકો યોગ્ય વ્યવસ્થા અને શાંતિથી રમતો રમે છે. બાળકોને એકલાં રમવા મોકલી દઈને એ કામ સરતું નથી. આજની આપણી શેરીની કે પ્લે-ગ્રાઉંડ ઉપરની રમતોમાં આવાં અનિષ્ટ તત્ત્વો દાખલ થઈ ગયેલાં છે. તેમાંથી બાળકોને બચાવવા સારુ માબાપોએ મહેનત લેવી જ ઘટે. અર્થાત્ એ કામમાં શાળા અને ઘરે સહકાર સાધવાનો છે. 'એ બધું માસ્તરો જાણે ને બાળક જાણે, આપણે એમાં કાંઈ જાણતાં નથી.' એમ કહી માબાપ છૂટી ન જ શકે.

### વાચન

વાચન એ પણ કુટુંબજીવનને સંઘટિત કરી આનંદ આપનારી પ્રવૃત્તિ છે. બધાં ભેગાં થાય ને બાપ કે બીજું કોઈ એક જણ સુંદર છટાથી

વાંચે ને બધાં સાંભળે; કોઇ વાર તે ઉપર થોડી વાતચીત થાય ને વાચન સમાપ્ત થાય.

જુદી જુદી ઉંમરનાં બાળકો ઘરમાં હોય છે. તેમાં સાધારણ મધ્યમ એવી કક્ષાનું વાચન સામાન્યતઃ રાખવું. વચ્ચે વચ્ચે તેથી નીચી કક્ષાનું પણ લેવાય. તેથી ઊંચી કક્ષાનું વાચન દરેકે પોતપોતાનું કરી લેવું જોઇએ.

આમ ભેગા વાચનમાં હાસ્યરસપ્રધાન વાચન ખૂબ મજા આપે છે; પણ બધી જાતના વાચનને અવકાશ તો છે જ: કોઈ વાર મોટાંનાનાં પોતાના લખેલા પાઠો, વાર્તાઓ વગેરે પણ વાંચી સંભળાવે ને બધાં પોતાને કેવું ગમ્યું વગેરે કહે, એમ પણ બને. નાનાં પોતાનું લખી લાવે તેમાં મોટાંઓએ ટીકા કરવા કે તેમને શીખવવા બેસવું નહિ.

### વાતચીત

આ કૌટુંબિક કલબમાં કોઈ વાર વાતચીતનો પણ વખત રાખી શકાય. માણસો ઘરમાં વાતો તો ઘણી કરે છે. છોકરાં દેખતાં કરે છે, ને કોઈ વાર છોકરાંઓ તેમાં ભાગ પણ લે છે. પણ વાતચીતનો પ્રકાર અને વિષય જોઈ એ તો તેથી સંતોષ નહિ પણ અસંતોષ થાય તેવા હોય છે. કાં તો વાત સામાજિક ખટપટની ને કાં તો વ્યવહારની

હલકી વાતો ને સંકુચિત બાજુની હોય; કાં તો વહેમોની ને ભૂતની ને એવી કાંઈ હોય જે બધી વાતો બાળકને વિકસવામાં મદદરૂપ થવાને બદલે તેને ખોટે રસ્તે લઇ જાય. વાતચીતમાં પ્રવાસની વાતો થાય, વૈજ્ઞાનિક થાય, બાપુ બહાર જઈ આવ્યા તેની થાય. દુનિયામાં આજે શું ચાલે છે –દેશમાં ને ગામમાં શું ચાલે છે વગેરે કોઇ પણ ચાલતા બનાવોની વાતો પણ થાય. કોઈ વાર કૌટુંબિક ઈતિહાસનાં પાનાં ફેરવાય. મોટાંઓ પોતાના બાળપણની વાતો કરે, છોકરાંની બાળપણની વાતો કરે, વગેરે અનેક તંદુરસ્ત વિષયો જરાયે કૃત્રિમ થયા વગર દાખલ થઇ શકે છે.

## નાટ્યપ્રયોગો

બાળકો ઘરમાં નાટકો કરે તે પણ ઉત્તેજવા જેવું છે. તેમની બાળવાર્તાનાં નાટકો સુંદર થઇ શકે છે. એની ભાષા ને હાવભાવ ગોખીને તૈયાર કરાવવાં નહિ. ઘણી વાર સાંભળેલી વાર્તા બાળકો મોઢેથી બોલીને ભજવે, જેમકે સાત પૂંછડિયા ઊંદરની વાર્તા ઘણી વાર સાંભળી હોય તો તે વાર્તા ધ્યાનમાં રાખી બધાં ગોખ્યા વગર નાટક કરી શકે છે. એમાં મોટાંઓ પણ ઊતરે અને અભિનય ને ભાવ સાથે ભજવે, તો બાળકોને નાટક

કરવાનો ખ્યાલ વધારે સારો આવે. નાટકો બતાવવાનું કામ શાળામાં થતું હોય તોપણ રસથી જોવાવાળાં તરીકે ઘરનાં મોટાંઓ બેસે, જુએ, નાટકની ભાવના ( સ્પિરીટ ) માં ઊતરી તેની મજા લે, વગેરે જરૂરનું છે.

## ગીતો ને રાગ

પારણામાં રડતા બાળકનું ભાગ્ય હજી ઊંચું રહ્યું છે કે તેને માતાનાં હાલરડાં સાંભળવા મળે છે. બાળક હરતુંફરતું થાય, બોલતુંચાલતું થાય એટલે તેનો આ અધિકાર છીનવી લેવાની જરૂર નથી. ઊલટું પારણામાંનું બાળક તો માત્ર એના અવાજની સામાન્ય અસર જ લેતું હોય છે, જ્યારે અઢી ત્રણ વરસ ઉપરનાં બાળકો તો એનો રાગ, એના શબ્દો, એનું વસ્તુ વગેરે બધાની મજા લઇ શકે છે. વરસ દહાડે કોઇ તહેવાર આવે ત્યારે ગીતો ગવાય કે રાસડા લેવાય એવી જે અત્યારે સ્થિતિ થઇ ગઈ છે તેને બદલે ગીતો, કવિતાઓ, ભજનો, રાસ વગેરે કુટુંબની હમેશની પ્રવૃત્તિ થઈ શકે છે, ને કુટુંબજીવનમાં સરસ આનંદ પૂરી શકે છે. ઘરમાં શાસ્ત્રીય સંગીતને સ્થાન નથી એમ તો નથી જ. પણ એ તો જેને આવડતું હોય તે કરે; અથવા જેઓ સંગીતશાસ્ત્રીનો ખર્ચ ઉપાડી શકે

તે કરે. સામાન્ય ઘરમાં તો ગવાતાં બાળગીતો–જૂનાં કે નવાં––બધાં કુટુંબો દાખલ કરી શકે.

ગીતોનો અર્થ સમજાવવાની મહેનતમાં ઊતરવાની જરૂર નથી, થોડીએક પ્રાસ્તાવિક વાતથી ગીતનો ભાવ બાળકો ઝીલી શકે છે ને તેટલું બસ હોય છે. ખરું તો ગીત કે કવિતા વગેરેમાં ગાવાની ને તેની સાથે એકંદર શબ્દ-રચનાની મન ઉપર જે આલ્હાદદાયક અસર થાય છે તે ઉત્પન્ન થવાની જરૂર છે; તેમાં શબ્દ, અર્થ ને અન્વય વગેરે વિઘાતક વસ્તુ છે. જો કે સામાન્ય માબાપો એવી મહેનત લેશે જ નહિ; પણ વખતે કોઈ શિક્ષકમાબાપ અથવા પંડિત-માબાપ આવું કરવા લલચાય તેમને તેમ ન કરવા સારુ આ ચેતવણી છે.

## સંગીત

આપણે સામાન્યતઃ શાસ્ત્રીય સંગીતને ઘર-માંથી હદપાર જ કર્યું છે. અને જે થોડું ઘણું ક્યાંક ક્યાંક રહ્યું છે તે કાંઇક હલકું ને બેહુદું એવું છે. વાદ્યની પણ એ જ સ્થિતિ છે. સતાર બીન, સારંગી, દિલરૂબા જેવાં મધુર વાદ્યોને ઘર-માંથી રજા મળી છે, અને હારમોનિયમો જ્યાં ત્યાં રણકે છે. આપણે બાળકોને સંગીત ન શીખવીએ

તોપણ સંગીત સંબંધેની તેમનામાં સુરુચિ તો જરૂર કેળવીએ. બેસૂરું ને બેતાલ ગાયન તેના કાનને જ ખૂંચે, અને સૂરીલા અને તાલબદ્ધ ગાયનથી સહેજે તે ડોલે. હાલની આપણી રંગભૂમિ ઉપર અથવા સામાન્યતઃ હલકા ધંધાને અંગે પતિત થયેલા સંગીતથી શુદ્ધ શાસ્ત્રીય સંગીત કેટલું જુદું છે એનો બાળકને સહેજે ખ્યાલ આવે એવું આપણે કરવું જોઈએ. તે કેમ કરવું? કોઈ પણ બાબતમાં સુરુચિ કેળવવાનો એક જ રસ્તો છે, તે એ કે તે વસ્તુના ઉત્તમ સંસ્કારી પ્રકારથી બાળકને પરિચિત કરવું. બાળકને કાને હમેશાં અથવા જ્યારે તક મળે ત્યારે સારું સંગીત પડતું હોય તો તે સંબંધેની સુરુચિ તેનામાં વિના પ્રયાસે આવે છે.

સંગીતશાસ્ત્રી રાખીને સંગીત શીખવવું એ બધાં કુટુંબો માટે શક્ય ન જ હોય. પણ ક્યાંઈક સારો સંગીતનો જલસો હોય, સારું ભજન થવાનું હોય તો તે સાંભળવા બાળકો લઈ જઈએ. ઘરમાં પણ આપણને અથવા આપણાં સગાંવહાલાંમાં કોઈને આવડતું હોય તો તેનું ગાયન કરાવીને બાળકોને સારું સંગીત સંભળાવીએ. સાંભળવાથી જ કાન અને સુરુચિ કેળવાય છે.

ઘરમાં આવી બધી આનંદની વસ્તુઓને ને

રમતગમતને પૂરતો અવકાશ આપવાથી બાળકનું જીવન તો આહ્લાદમય બને જ છે, પણ માબાપોને પણ થોડા દિવસોમાં અનુભવ થશે કે આવી પ્રવૃત્તિની આખા કુટુંબ ઉપર, કુટુંબના આખા વાતાવરણ ઉપર, કુટુંબનાં સગાંઓના એકબીજા પ્રત્યેના ભાવ ઉપર પણ એક સુંદર તંદુરસ્ત અસર થાય છે. સ્ત્રી, પુરુષ, બાળકો અને બીજાં સગાંસંબંધીઓ સૌને એક તંતુથી બાંધવાનું કામ આવી એકત્ર મળીને કરેલી પ્રવૃત્તિઓ કરશે એમાં શંકા નથી.

## ક્યારે કરશું ?

આ બધું વાંચીને ઘણાંયે માબાપો કહેશે કે આટલું બધું અમે ક્યારે કરશું ? કદાચ કેટલાં-કોએ તો અરધેથી જ શંકાશીલ બનીને વાંચવાનું છોડી પણ દીધું હશે !

પ્રશ્ન છે કે ક્યારે કરશું.

જવાબ તો એક જ હોઇ શકે: Where there's a will, there's a way–ઇચ્છા હોય તો બધું ય થઇ રહે છે. વખત પણ મળે છે ને ફુરસદ પણ મળે છે; ધીરજ પણ આવી રહે ને દૃષ્ટિ પણ મળે છે.

આપણા બાળકનું આપણે ત્યાં અવતરવું એની મહત્તા આપણા હૃદયમાં જાગશે ત્યારે ફુર-સદ, કામકાજ, ધંધાપાણી વગેરે બધી બાબતોની કિંમત જ આપણે મન ફરી જશે. પછી તો વખત મળતો નથી વગેરે વાતો આપણા જ કાનને વિચિત્ર અને બેહુદી લાગવા માંડશે. આપણે જન્મ આપેલાં આપણાં બાળકો માટે આપણે ફુરસદ ન મેળવી શકીએ તે દિવસે જાતદ્રોહ કર્યો છે, સમાજદ્રોહ કર્યો છે એમ જ આપણને લાગવા માંડશે. આપણાં

બાળકો સાથે બે ઘડી આનંદમોજ ન કરી શક્યાં તે દિવસ આપણને વ્યર્થ ગયા જેવો લાગશે. બાળકની મૂંઝવણ દૂર કરી તેના વિકાસનો માર્ગ ઉઘાડી જે દિવસે આપણે તેના મૂંઝાતા જીવને શાંતિસુખ આપ્યું હશે તે દિવસે એ આપણા જીવનની એક ધન્ય પળ આપણને લાગશે.

આ બાબતનો સર્વ આધાર આપણી જીવન તરફની દૃષ્ટિ ફરી જવા ઉપર છે. બાળકો એટલે આપણા ભોગવિલાસનાં ન ટાળી શકાય એવાં કુ-પરિણામો નથી પણ આપણા ઉચ્ચ પ્રેમજીવનનાં અદ્‌ભુત એવાં સુપરિણામો છે એવી વૃત્તિ થવા ઉપર છે. બાળકો એટલે જગતના મોટા ને મહ-ત્ત્વના વ્યવહારોના પ્રમાણમાં ધ્યાનમાં ન લેવા જેવી વસ્તુઓ એમ નહિ, પણ બાળકો એટલે તો આવતી પેઢીના બીજાંકુરો, ને તેમની સંભાળ ને ઉછેરમાં આવતી પેઢીનું ને સમસ્ત મનુષ્યજાતિનું કલ્યાણ રહેલું છે, એ ભાવના જાગૃત થવા ઉપર છે.

ક્યારે કરશું ? આપણાં કામકાજમાંથી વખત મેળવીને કરશું; આપણી ક્લબો, આપણી જાહેર-સભાઓ, આપણી સમાજસેવા વગેરેમાંથી થોડો થોડો વખત મેળવીને કરશું.

ક્યારે કરશું ? આપણા ગામગપાટાનો વખત બચાવીને કરશું; આપણો બપોરનો આરામનો

વખત, ફુરસદ ને ભરતગૂંથણનો વખત વગેરે-માંથી બચાવીને કરશું. ઘરના કામકાજની સુવ્યવ-સ્થામાંથી વખત બચાવીને કરશું; કમાવા અથવા જાહેરમાં કામસેવા કરવા જવાના વખતમાંથી વખત કાઢીને કરશું,

બાળકોને યોગ્ય એવા ઉદ્યોગે લગાડવાની આવડત જો આપણે કેળવશું તો અનુભવ થશે કે આપણો ફુરસદનો વખત ઊલટો વધ્યો છે, કારણકે જ્યારે ત્યારે બાળકો આડાં આવતાં મટ્યાં છે, તેઓ પોતાનું કામ શાંતિથી કરતાં થાય એટલે આપણે પણ આપણું કામ શાંતિથી કરી શકીએ.

બાળકોની સાથે તેમની રમતગમતમાં ને આનંદવિનોદમાં આપણે ભાગ લેવા લાગશું એટલે આપણને ખબર પડશે કે આપણને તેમાંથી એવો ઉત્સાહ ને શક્તિ મળે છે, એવો આરામ અને આનંદ મળે છે કે આપણે આપણાં બીજાં કામો બમણા જોરથી કરી શકીએ. બાળકોને સુખી જીવન આપવાથી આપણું ઘર અને આપણું કુટુંબ એવું સુખી બનશે કે આપણને બીજાં કામકાજો બાજુએ ખસેડ્યાનો દસગણો બદલો મળી ગયાની ખાતરી થશે.

જરૂર, આપણે આપણી કેટલીએક મહત્ત્વા-કાંક્ષા ઉપર અંકુશ મૂકવો પડે, જરૂર, કેટલીએક મોજમજાહો ઉપર પાણી મૂકવું પડે; કેટલાએક

શોખના વિષયો જતા કરવા પડે. પણ માબાપોને શું પોતાનાં બાળકો માટે આટલું કરવું અઘરું છે? માબાપોના પ્રેમમાં મને શ્રદ્ધા છે. તે પ્રેમની પાસે બાહ્ય માનમાન્યતા કે મોજશોખ ટકી ન જ શકે એવી મારી ખાતરી છે. માટે જ આ પુસ્તક લખાયું છે, અને તે જ શ્રદ્ધાથી તે માબાપોના હાથમાં મૂકું છું.

